# આર્યાભિવિનય

ચૂંટેલા વેદમંત્રોની ઈશ્વર-સ્તુતિ-પ્રાર્થનાપરક આધ્યાત્મિક વ્યાખ્યા

## મહર્ષિ દયાનંદ



ओ३म्

# આર્યાભિવિનય

(ચૂંટેલા વેદમંત્રોની ઈશ્વર-સ્તુતિ-પ્રાર્થનાપરક આધ્યાત્મિક વ્યાખ્યા)


## મહર્ષિ દયાનંદ

અનુવાદક

**દયાલ મુનિ**

સંપાદક

ભાવેશ મેરજા



પ્રકાશક

**આર્યસમાજ**

**નવાડેરા, ભરૂચ – ૩૯૨૦૦૧**

આર્યાભિવિનય

*Gujarati translation of Maharṣi Dayānanda Sarasvatī's Hindi book - Āryābhivinaya.*

અનુવાદક : દયાલમુનિ આર્ય

સંપાદક : ભાવેશ મેરજા

પ્રકાશક : આર્યસમાજ, નવાડેરા, ભરૂચ - ૩૯૨૦૦૧
મો. ૯૮૭૯૫૨૮૨૪૭, ૯૬૮૭૨૪૪૩૩૬

આવૃત્તિ : ત્રીજી, ૧૫૦૦ પ્રત.
મહર્ષિ દયાનંદની દ્વિતીય જન્મ શતાબ્દી તથા
આર્યસમાજ સ્થાપનાની સાર્ધ શતાબ્દીની ઉજવણીના
ભાગ રૂપે વિશેષ પ્રકાશન
આસો ૨૦૮૦ – ઓક્ટોબર ૨૦૨૪.

કિંમત : ૩૦ રૂપિયા

મુદ્રક : રાજ ઓફસેટ, ધોબીઘાટ, અમદાવાદ, મો. ૯૬૬૨૫૪૪૨૮૨

# બે બોલ

ઓગણીસમી સદીમાં આપણા દેશમાં એક મહાન ત્યાગી, તપસ્વી, સંયમી, વૈરાગ્યવાન, બ્રહ્મનિષ્ઠ, સમાજસુધારક સંન્યાસી ઉત્પન્ન થયા, જેમનું નામ હતું – સ્વામી દયાનંદ સરસ્વતી. તેમનો મુખ્ય ઉદ્દેશ્ય છેલ્લાં પાંચેક હજાર વર્ષથી લુપ્ત થઈ ગયેલી વૈદિક જીવનપદ્ધતિને પુનઃ સ્થાપિત કરવાનો હતો. તેમની દઢ માન્યતા હતી કે માત્ર વેદ જ ઈશ્વરીય જ્ઞાનનું પુસ્તક છે, જેમાં માનવજીવનના વ્યવહારમાં આવતાં તમામ કર્તવ્ય–કર્મોનું વિધિ–વિધાન બીજરૂપે વર્ણિત છે. વેદોક્ત સિદ્ધાંતો પર ચાલવાથી જ વ્યક્તિ, પરિવાર, સમાજ, રાષ્ટ્ર તથા વિશ્વ પૂર્ણ સુખ–શાંતિ, સંતોષ, નિર્ભયતા અને સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકે છે. સ્વામી દયાનંદજીએ વૈદિક વાઙ્મયનું ગહન અધ્યયન કરી 'ઋગ્વેદાદિભાષ્યભૂમિકા' નામનો ગ્રંથ લખ્યો, જેમાં તેમણે અનેક વિષયોનું વિવેચન કર્યું છે. આ ગ્રંથ વાંચીને વાચકો આશ્ચર્યચકિત થઈ જાય છે.

સ્વામી દયાનંદજી માત્ર વૈદિક વિદ્વાન અને સમાજસુધારક જ ન હતા. તેઓ એક મહાન પ્રભુભક્ત અને યોગાભ્યાસી પણ હતા. ઈશ્વરનું વાસ્તવિક સ્વરૂપ કેવું છે ? તેનું ધ્યાન શી રીતે કરવું જોઈએ ? – આવી અનેક આધ્યાત્મિક બાબતોનું દિગ્દર્શન તેમણે 'આર્યાભિવિનય' નામના પુસ્તકમાં કર્યું છે. આ પુસ્તકમાં સ્વામીજીએ કરેલા વેદમંત્રોના અર્થ તથા તે થકી પ્રગટ થતી આધ્યાત્મિક ભાવધારાઓના સંસ્પર્શથી વ્યકિત ભાવવિભોર થઈ જાય છે. તેના મનમાં ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધા, રુચિ, વિશ્વાસ, પ્રેમ અને સમર્પણ તત્કાળ ઉત્પન્ન થઈ જાય છે. વેદોમાંથી ચૂંટી કાઢેલા આ મંત્રોની સ્તુતિ તથા પ્રાર્થનાપરક વ્યાખ્યામાં સ્વામીજીએ જે શબ્દાવલીનો પ્રયોગ કર્યો છે, તે વાસ્તવમાં અદ્‌ભુત છે. તેના વાંચનથી એવું પ્રતીત થાય છે કે સ્વામીજી ઈશ્વરની સાક્ષાત્ અનુભૂતિ કરીને પોતાના ભાવ વ્યકત કરી રહ્યા છે. આર્યાભિવિનયમાં સ્વામીજીએ કરેલી વ્યાખ્યાઓ વાંચીને સુહૃદય વાચક સ્વયં પણ ઈશ્વર–સમર્પિત થઈ જાય છે.

મને વિશ્વાસ છે કે જે કોઈ વ્યકિત આ પુસ્તકનો દૈનિક સ્વાધ્યાય કરી, તેમાં વર્ણિત આધ્યાત્મિક ઉદાત્ત ભાવનાઓને પોતાના મનમાં વિદ્યમાન રાખીને વ્યવહાર કરશે, તેને આનંદની અનુભૂતિ થશે અને તે પોતાના ઉદ્દેશ્યમાં જરૂર સફળ થશે. આશા છે કે સજ્જનો પોતાના સ્નેહીજનો તથા મિત્રોને આ ઉત્તમ પુસ્તક ભેટમાં આપીને તેને વધારે ને વધારે લોકો સુધી લઈ જવામાં પોતાનો સહયોગ આપશે. આ જ આશા અને વિશ્વાસની સાથે...

*તા. ૧૦ માર્ચ ૨૦૧૨*

**જ્ઞાનેશ્વરાર્યઃ**

*અધિષ્ઠાતા તથા સંચાલક : વાનપ્રસ્થ સાધક આશ્રમ*
*આર્યવન, રોજડ, જિ. સાબરકાંઠા*

# અનુવાદકીય

મહાન પ્રભુભક્ત અને પરમ યોગી મહર્ષિ દયાનંદે આ 'આર્યાભિવિનય' ગ્રંથમાં પોતાનું હૃદય નિચોવીને ઈશ્વરભક્તિના ભાવથી છલોછલ ભરેલ વેદમંત્રો દ્વારા ઈશ્વરને સ્તુતિ અને પ્રાર્થનાઓ કરેલ છે. આ ગ્રંથ વાંચવાથી કેટલાક સ્વાર્થી લોકો દ્વારા ફેલાવવામાં આવતો ભ્રમ કે 'આર્યસમાજ ધર્મ અને ઈશ્વરને માનતો નથી, નાસ્તિક છે' - બિલકુલ ભાંગી જાય છે.

આ ગ્રંથમાં દેશોદ્ધારક મહર્ષિ દયાનંદે ઈશ્વરભક્તિ સાથે રાષ્ટ્રભક્તિ દ્વારા સ્વરાજ્ય અને ચક્રવર્તી રાજ્ય માટેની પ્રાર્થનાઓ પણ વ્યક્ત કરેલ છે.

આ પહેલાં આ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર પં. શ્રી મણિશંકર શર્મા દ્વારા સન૧૯૦૮માં, પં. શ્રી જ્ઞાનેન્દ્રજી સિદ્ધાંતભૂષણ દ્વારા ૧૯૪૩માં અને શ્રી અંબાલાલ પટેલ દ્વારા ૧૯૬૦માં થયેલું. છતાં સ્વામી દયાનંદ જેવા ઋષિકલ્પ યુગપુરુષનાં આપ્ત વચનોનું કોઈ પણ પરિવર્તન કે પરિવર્ધન રહિત વિશુદ્ધ શબ્દશઃ ભાષાંતર કરવા અહીં પ્રયત્ન કરેલ છે, અને મૂળની રક્ષા સાથે જરૂરી અર્થ-સ્પષ્ટતાઓ સામાન્ય કૌંસ ()માં દર્શાવેલ છે. મૂળ હિંદી પુસ્તકમાં આપવામાં આવેલા કૌંસ, તે કૌંસ અંતર્ગત લખાણ તેમ જ પાદટિપ્પણીઓ ઇટાલિક *(ત્રાંસા મરોડદાર)* અક્ષરોમાં આપવામાં આવ્યાં છે.

આ પૂર્વ ઋષિ દયાનંદના ગ્રંથો 'સત્યાર્થપ્રકાશ','ઋગ્વેદાદિભાષ્યભૂમિકા' અને 'સંસ્કારવિધિ' - એ જ્ઞાનત્રયીનું સંપાદન તેમ જ 'ઉપદેશ-મંજરી', 'આત્મકથા' અને પ્રસ્તુત 'આર્યાભિવિનય'ના ભાષાંતરને શુદ્ધ સ્વરૂપમાં રજૂ કરીને ઋષિ-ઋણ અદા કરવાના કર્તવ્યપાલનથી આનંદ અનુભવું છું અને તે આનંદમાં સહભાગી બનવા આપ સર્વને નિમંત્રણ પાઠવું છું.

વિનીત,

**દયાલમુનિ આર્ય**

*ટંકારા*

# अकारादिक्रमेण मंत्रानुक्रमणिका

| પ્રતીક | પૃષ્ઠ |
|---|---|

## ॥ ओ३म् ॥

# अथ आर्याभिविनय उपक्रमणिका विचार:

सर्वात्मा सच्चिदानन्दोऽनन्तो यो न्यायकृच्छुचि: ।
भूयात्तमां सहायो नो दयालु: सर्वशक्तिमान् ॥१॥

चक्षूरामाङ्कचन्द्रेऽब्दे चैत्रे मासि सिते दले ।
दशम्यां गुरुवारेऽयं ग्रंथारम्भ: कृतो मया ॥२॥

बहुभि: प्रार्थित: सम्यग् ग्रन्थारम्भ: कृतोऽधुना ।
हिताय सर्वलोकानां ज्ञानाय परमात्मन: ॥३॥

वेदस्य मूलमन्त्राणां व्याख्यानं लोकभाषया ।
क्रियते सुखबोधाय ब्रह्मज्ञानाय सम्प्रति ॥४॥

स्तुत्युपासनयो: सम्यक् प्रार्थनायाश्च वर्णित: ।
विषयो वेदमन्त्रैश्च सर्वेषां सुखवर्द्धन: ॥५॥

विमलं सुखदं सततं सुहितं जगति प्रततं तदु वेदगतम् ।
मनसि प्रकटं यदि यस्य सुखी स नरोऽस्ति सदेश्वरभागधिक: ॥६॥

विशेषभागीह वृणोति यो हितं नर: परात्मानमतीव मानत: ।
अशेषदु:खात्तु विमुच्य विद्यया स मोक्षमाप्नोति न कामकामुक: ॥७॥

**વ્યાખ્યાન :** જે પરમાત્મા સર્વનો આત્મા, સત્-ચિત્-આનંદ-સ્વરૂપ, અનંત, અજ, ન્યાયકારી, નિર્મળ, સદા પવિત્ર, દયાળુ, સર્વ સામર્થ્યયુક્ત આપણો ઇષ્ટદેવ છે, તે આપણને નિત્ય સહાય આપતા રહે કે જેથી કરીને અતિ કઠિન કાર્ય પણ આપણે સ્વાભાવિક રૂપે કરવાને સમર્થ થઈ શકીએ. હે કૃપાનિધે ! આપ જ અમારું આ કાર્ય સિદ્ધ કરનાર છો. અમે આશા રાખીએ છીએ કે આપ જ અમારી કામના અવશ્ય સિદ્ધ (પરિપૂર્ણ) કરશો. ॥૧॥

સંવત ૧૯૩૨ તિથિ ચૈત્ર સુદ ૧૦ ગુરુવારના દિવસે આ ગ્રંથનો (મેં)

આરંભ કર્યો છે. ।।૨।।

સર્વનું હિત ઇચ્છનાર, ધર્માત્મા, વિદ્વાન અને વિચારશીલ એવા અનેક સજ્જનોએ મને પ્રેમપૂર્વક કહ્યું, જેથી સર્વ મનુષ્યોના હિત માટે અને પરમેશ્વરનાં જ્ઞાન તથા પ્રેમભક્તિ યથાવત્ ઉત્પન્ન થઈ શકે એટલા માટે ગ્રંથનો આરંભ કરેલ છે. ।।૩।।

આ ગ્રંથમાં મેં માત્ર બે વેદોના મૂળ મંત્રોનું પ્રાકૃત ભાષામાં વ્યાખ્યાન કરેલ છે, જેથી સર્વ (સાધારણ) મનુષ્યોને સુખપૂર્વક (સરળતાથી) બોધ થાય અને (તેઓ) યથાર્થ બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત કરી શકે. ।।૪।।

આ ગ્રંથમાં વેદમંત્રોમાં દર્શાવેલ સર્વ સુખોની વૃદ્ધિ કરનારી, પરમેશ્વરની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના અને ધર્માદિ વિષયોનું વર્ણન કરવામાં આવેલ છે. ।।૫।।

જે બ્રહ્મ વિમલ, સુખકારક, પૂર્ણકામ, તૃપ્ત અને જગતમાં વ્યાપ્ત છે, તેમની પ્રાપ્તિ વેદોના જ્ઞાનથી થાય છે. જે મનુષ્યોના મનમાં એ બ્રહ્મની પ્રકટતા *(યથાર્થ વિજ્ઞાન)* છે, તે જ મનુષ્ય ઈશ્વરના આનંદનો ભોક્તા બની શકે છે. તે સર્વદા સર્વથી અધિક સુખી છે. એવા મનુષ્યને ધન્ય છે. ।।૬।।

જે મનુષ્ય આ સંસારમાં અત્યંત પ્રેમ, ધર્માત્માપણું, વિદ્યા, સત્સંગ, સુવિચારતા, નિર્વૈરતા, જિતેન્દ્રિયતા અને પ્રત્યક્ષ વગેરે પ્રમાણો દ્વારા પરમાત્માનો સ્વીકાર *(આશ્રય)* કરે છે, તે જ મનુષ્ય મહાભાગ્યશાળી છે; કારણ કે તે મનુષ્ય યથાર્થ સત્યવિદ્યાથી સંપૂર્ણ દુઃખોથી છૂટીને પરમાનંદ પરમાત્માની પ્રાપ્તિ રૂપ જે મોક્ષ છે તેને પ્રાપ્ત કરે છે અને દુઃખસાગરને તરી જાય છે. પરંતુ જે વિષયલંપટ, વિચારરહિત, વિદ્યા, ધર્મ, જિતેન્દ્રિયતા અને સત્સંગરહિત, છળ, કપટ, અભિમાન, દુરાગ્રહ વગેરે દુષ્ટતાથી યુક્ત છે, તે મોક્ષસુખને પ્રાપ્ત કરી શકતો નથી, કારણ કે તે ઈશ્વરભક્તિથી વિમુખ રહે છે. ।।૭।।

એ કારણે (એવા મનુષ્યો) જન્મ, મરણ અને જ્વરાદિ પીડાથી પીડિત રહીને સર્વદા દુઃખસાગરમાં જ પડ્યા રહે છે. તેથી સર્વ મનુષ્યોને ઉચિત છે કે તેઓએ પરમેશ્વર અને તેની આજ્ઞાથી વિરુદ્ધ વર્તન કદી પણ કરવું નહિ. પરંતુ તેની આજ્ઞાઓમાં તત્પર રહીને આ લોક *(સંસાર-વ્યવહાર)* અને પરલોક *(જે પૂર્વોક્ત મોક્ષ)*ની યથાવત્ સિદ્ધિ કરવી. એ જ મનુષ્યોની કૃતકૃત્યતા (સાર્થકતા) છે.

આ આર્યાભિવિનય ગ્રંથમાં મુખ્યત્વે વેદમંત્રોનો પરમેશ્વર સંબંધી એક જ અર્થ સંક્ષેપમાં કરવામાં આવેલ છે. બંને અર્થ કરવાથી ગ્રંથનું કદ વધી જાય એટલા માટે વ્યવહારવિદ્યા સંબંધી અર્થ કરવામાં આવેલ નથી (લખવામાં આવેલ નથી). પરંતુ વેદોના ભાષ્યમાં યથાવત્ વિસ્તારપૂર્વક પરમાર્થ અને વ્યવહારાર્થ એ બંને અર્થો સપ્રમાણ કરવામાં (લખવામાં) આવશે. જેમ કે –

**तदेवाऽग्निस्तदादित्यस्तद्वायुरित्यादि** ય. (યજુર્વેદ) સંહિતા પ્ર. (પ્રમાણ ૩૨.૧), **इन्द्रं मित्रं वरुणमित्यादि** ઋ. સં. પ્ર. (૧.૧૬૪.૪૬), **बृहस्पतिर्वै ब्रह्म** (ઐત. ૧.૧૩), **गणपतिर्वै ब्रह्म** (શત. ૩.૧.૪.૧૫), **प्राणो वै ब्रह्म** (શતપથ ૧૪.૧.૧૦.૨), **आपो वै ब्रह्म, ब्रह्मह्यग्निरित्यादि.** શતપથ (૧.૫.૧.૧૧; ૧૪.૧.૧૦.૨), ઐતરેય બ્રાહ્મણાદિ પ્ર. અને **महान्तमेवात्मानमित्यादि** નિરુક્ત (૧૪.૧) આદિ પ્રમાણોથી 'પરબ્રહ્મ' અર્થનું જ ગ્રહણ કરવામાં આવે છે. તથા **मुखादग्निरजायतेत्यादि** ય. સં. પ્ર. (૩૧.૧૨), **वायोरग्निरित्यादि** બ્રાહ્મણ પ્ર. તથા **अग्निरग्रणीर्भवतीत्यादि** નિરુકત (૭.૧૪)નાં પ્રમાણોથી આ પ્રત્યક્ષ જે રૂપ, ગુણયુકત, દાહ-પ્રકાશયુક્ત ભૌતિક અગ્નિ છે, તે અર્થનું ગ્રહણ કરવામાં આવે છે.

આ રીતે વેદભાષ્યોમાં દઢ પ્રમાણ, યુક્તિ અને પ્રત્યક્ષ વ્યવહારથી બંને અર્થો લખવામાં આવશે, જેથી સાયણાદિકૃત ભાષ્યોના દોષ અને તેને અનુસરીને કરવામાં આવેલા અંગ્રેજી ભાષાંતરમાં થયેલા દોષોથી વેદો પર જે કલંક લાગેલું છે તે દૂર થઈ જશે. વળી વેદોના સત્ય અર્થોનો પ્રકાશ થવાથી વેદોનું મહત્ત્વ તથા વેદોના અનંતાર્થ જાણવાથી મનુષ્યોને મહાલાભ થશે તેમ જ વેદોમાં બધાંને યથાવત્ પ્રીતિ ઉત્પન્ન થશે.

આ ગ્રંથથી તો મનુષ્યોને કેવળ ઈશ્વરના સ્વરૂપનું જ્ઞાન અને ભક્તિ, ધર્મનિષ્ઠા, વ્યવહાર-શુદ્ધિ વગેરે પ્રયોજનો સિદ્ધ થશે, જેથી મનુષ્ય નાસ્તિક અને પાખંડ મતાદિ અધર્મમાં ફસાશે નહિ. એટલું જ નહિ, પરંતુ મનુષ્ય સર્વ પ્રકારથી અતિ ઉત્તમ બને અને સર્વશક્તિમાન જગદીશ્વરની કૃપા સર્વ મનુષ્યો પર બની રહે, જેથી સર્વ મનુષ્યો દુષ્ટતા છોડીને શ્રેષ્ઠતાનો સ્વીકાર કરે, એવી મારી પરમાત્માને પ્રાર્થના છે, જે પરમેશ્વર જરૂર પૂર્ણ કરશે.

## इत्युपक्रमणिका संक्षेपत: सम्पूर्णा ।।

## ॥ ओ३म् ॥

तत् सत् परब्रह्मणे नम:

## अथार्याभिविनयप्रारम्भ:

**(૧)**

**ओं शं नो मित्र: शं वरुण: शं नो भवत्वर्य्यमा ।**
**शं न इन्द्रो बृहस्पति: शं नो विष्णुरुरुक्रम: ।।**

- ऋ० अ० १, अ० ६, व० १८, मं० ९[1]

**વ્યાખ્યાન** : હે સચ્ચિદાનંદ અનંત સ્વરૂપ, હે નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવ, હે અદ્વિતીય અનુપમ જગદાદિકારણ, હે અજ, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી, હે જગદીશ, સર્વ જગતના ઉત્પાદક અને આધાર, હે સનાતન, સર્વ મંગલમય, સર્વસ્વામિન્, હે કરુણાકર અમારા પિતા ! પરમ સહાયક, હે સર્વાનંદપ્રદ, સકલ દુઃખ વિનાશક, હે અવિદ્યારૂપી અંધકારને નિર્મૂળ કરનાર, વિદ્યારૂપ સૂર્ય સમાન પ્રકાશક, હે પરમ ઐશ્વર્યદાયક, સામ્રાજ્ય પ્રસારક, હે અધમોદ્ધારક, પતિતપાવન, માન્યપ્રદ, હે વિશ્વવિનોદક, વિનયવિધિપ્રદ, હે વિશ્વાસ-વિલાસક, હે નિરંજન, નાયક, શર્મદ, નરેશ, નિર્વિકાર, હે સર્વાન્તર્યામી, સદુપદેશક, મોક્ષપ્રદ, હે સત્યગુણાકર, નિર્મલ, નિરીહ, નિરામય, નિરુપદ્રવ, દીનદયાકર, પરમ સુખદાયક, હે દારિદ્ર્યવિનાશક, નિર્વૈરવિધાયક, સુનીતિવર્ધક, હે પ્રીતિસાધક, રાજ્ય વિધાયક, શત્રુ વિનાશક, હે સર્વબલદાયક, નિર્બળ પાલક, હે ધર્મની પ્રાપ્તિ કરાવનાર, હે અર્થ-સુસાધક, સુકામવર્ધક, જ્ઞાનપ્રદ, હે સંતતિપાલક, ધર્મસુશિક્ષક, રોગવિનાશક, હે પુરુષાર્થની પ્રાપ્તિ કરાવનાર, દુર્ગુણનાશક, સિદ્ધિપ્રદ, હે સજ્જનસુખદ, દુષ્ટસુતાડન, ગર્વ-કુક્રોધ-કુલોભ વિદારક, હે પરમેશ, પરેશ, પરમાત્મન્, પરબ્રહ્મન્, હે જગદાનંદક પરમેશ્વર, વ્યાપક, સૂક્ષ્માચ્છેદ્ય, હે અજર, અમૃત-અભય-

*૧. આ સંખ્યામાં પ્રથમ ભાગમાં સર્વત્ર યથાવત્ જાણવી, કારણ કે આગળના મંત્રોમાં કેવળ અંક સંખ્યા લખવામાં આવશે. ઋ૦૧.૬.૧૮.૯ પરથી અષ્ટક, અધ્યાય, વર્ગ, મંત્ર (ક્રમશઃ) જાણવાં.*

નિર્બંધાનાદિ, હે અપ્રતિમ પ્રભાવ, નિર્ગુણાતુલ, વિશ્વાદ્ય, વિશ્વવંદ્ય, વિદ્વદ્વિલાસક, ઇત્યાદિ અનંત વિશેષણ વાચ્ય, હે મંગલપ્રદ ઈશ્વર ! –

આપ સર્વથા સર્વના નિશ્ચિત મિત્ર છો, અમને સર્વદા સત્યસુખદાયક છો. હે સર્વોત્કૃષ્ટ, સ્વીકરણીય, વરેશ્વર ! આપ વરુણ અર્થાત્ સર્વથી પરમોત્તમ છો, એટલે આપ અમને પરમ સુખદાયક છો. હે પક્ષપાતરહિત, ધર્મન્યાયકારિન્ ! આપ અર્યમા *(યમરાજ)* છો , જેથી અમને ન્યાયયુક્ત સુખ આપનાર આપ જ છો. હે પરમ ઐશ્વર્યવાન, ઇન્દ્રેશ્વર ! આપ અમને પરમ ઐશ્વર્યયુક્ત સ્થિર સુખ શીઘ્ર આપો. હે મહાવિદ્યાવાચોધિપતે, બૃહસ્પતે, પરમાત્મન્ ! અમને *(બૃહત્)* સર્વથી મહાન સુખ આપનાર આપ જ છો. હે સર્વવ્યાપક, અનંત પરાક્રમેશ્વર વિષ્ણો ! આપ અમને અનંત સુખ આપો. અમે જે કંઈ માંગીશું તે આપની પાસે જ માંગીશું. આપના સિવાય સર્વ સુખનો આપનાર બીજો કોઈ નથી. અમને તો સર્વથા આપનો જ આશ્રય છે, બીજા કોઈનો નથી; કારણ કે અમે સર્વશક્તિમાન, ન્યાયકારી, દયામય, સર્વથી મહાન પિતાને છોડીને નીચ (અધમ અથવા અશ્રેષ્ઠ)નો આશ્રય કદી પણ નહિ લઈએ. આપનો તો એ સ્વભાવ જ છે કે (આપ) અંગીકૃતને (પોતાના કરેલાને, સ્વીકારેલાને) ક્યારેય નથી છોડતા. જેથી આપ સદૈવ અમને સુખ આપશો એવો અમારો દૃઢ નિશ્ચય છે.

### (૨) મૂળ મંત્ર – સ્તુતિ વિષય

**अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् ।**
**होतारं रत्नधातमम् ।।**

ऋ० १.१.१.१

**વ્યાખ્યાન** : હે વંદ્ય ઈશ્વર અગ્ને ! આપ જ્ઞાન સ્વરૂપ છો. હું આપની સ્તુતિ કરું છું.

સર્વ મનુષ્યો પ્રતિ પરમાત્માનો એ ઉપદેશ છે કે, હે મનુષ્યો ! તમે મારી એવી રીતે સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના કરો, જેવી રીતે પિતા અથવા ગુરુ પોતાના પુત્ર અથવા શિષ્યને શિક્ષા આપે છે કે તમે પિતા અથવા ગુરુના વિષયમાં અત્યારે (જે પ્રકારે) સ્તુતિ વગેરે કરો છો, તે રીતે સર્વના પિતા અને પરમ ગુરુ

ઈશ્વરે આપણને કૃપા કરીને સર્વ વ્યવહાર અને વિદ્યાદિ પદાર્થોનો ઉપદેશ કરેલ છે; જેથી આપણને વ્યવહાર જ્ઞાન અને પરમાર્થ જ્ઞાન દ્વારા અત્યંત સુખ થાય.

જેવી રીતે સર્વનું આદિ કારણ ઈશ્વર છે, તેવી રીતે પરમ વિદ્યા વેદનું પણ આદિ કારણ ઈશ્વર છે.

હે સર્વહિતોપકારક ! આપ **पुरोहितम्** સમસ્ત જગતના હિતસાધક છો. હે યજ્ઞદેવ ! (આપ) સર્વ મનુષ્યો માટે સર્વશ્રેષ્ઠ પૂજનીય અને જ્ઞાન-યજ્ઞાદિ માટે કમનીયતમ (અત્યંત ઇચ્છનીય) છો. **ऋत्विजम्** વસંત વગેરે સર્વ ઋતુઓના રચનાર છો, અર્થાત્ જે સમયે જેવું સુખ જોઈએ તેવું સુખ આપનારા આપ જ છો. **होतारम्** આપ સર્વ જગતને સર્વ પ્રકારના યોગ અને ક્ષેમના આપનાર છો અને પ્રલય સમયે સર્વ જગતને તેના કારણમાં (મૂળ પ્રકૃતિમાં) હોમ (લીન) કરનાર છો. **रत्नधातमम्** રત્ન અર્થાત્ રમણીય પૃથ્વી વગેરે પદાર્થોની રચના (કરનાર), ધારણ કરનાર તથા પોતાના સેવકો (ભક્તો) માટે રત્નાદિ પદાર્થોને ધારણ કરવાવાળા (રત્નો ધારણ કરાવનારા) કેવળ આપ જ છો.

હે સર્વશક્તિમાન પરમાત્મા ! હું એટલા માટે આપની વારંવાર સ્તુતિ કરું છું, આપ એનો સ્વીકાર કરો, જેથી કરીને અમે આપના કૃપાપાત્ર બનીને સદૈવ આનંદમાં રહીએ.

### (૩) મૂળ પ્રાર્થના

## अग्निना रयिमश्नवत्पोषमेव दिवेदिवे ।
## यशसं वीरवत्तमम् ।।

ऋ० १.१.१.३

**વ્યાખ્યાન** : હે મહાદાતા, ઈશ્વરાગ્ને ! આપની કૃપાથી સ્તુતિ કરનાર મનુષ્ય **रयिम्** તે વિદ્યાદિ ધન તથા સુવર્ણાદિ ધનને અવશ્ય પ્રાપ્ત કરે છે, જે ધન પ્રતિદિન **पोषमेव** મહાન પુષ્ટિ કરનાર, સત્કીર્તિની વૃદ્ધિ કરનાર છે તથા જેનાથી વિદ્યા, શૌર્ય, ધૈર્ય, ચાતુર્ય, બળ, પરાક્રમ અને દઢાંગ (ધરાવતા) ધર્માત્મા, ન્યાયયુક્ત તથા અત્યંત વીર પુરુષ પ્રાપ્ત થાય. તેવા જ સુવર્ણ રત્નાદિ તથા

ચક્રવર્તી રાજ્ય અને વિજ્ઞાનરૂપી ધનની હું પ્રાપ્તિ કરું તથા આપની કૃપાથી સર્વદા ધર્માત્મા બનીને અત્યંત સુખી રહું.

### (૪) મૂળ સ્તુતિ

## अग्नि: पूर्वेभिर्ऋषिभिरीड्यो नूतनैरुत ।
## स देवाँ एह वक्षति ।।

ऋ० १.१.१.२

**व्याख्यान** : હે સર્વ મનુષ્યોને સ્તુતિ કરવા યોગ્ય ઈશ્વરાગ્ને ! **पूर्वेभि:** વિદ્યા ભણેલા પ્રાચીન **ऋषिभि:** મંત્રાર્થનો સાક્ષાત્કાર કરનારા વિદ્વાનો તથા **नूतनै:** વેદાર્થનો અભ્યાસ કરનારા નવીન બ્રહ્મચારીઓ દ્વારા **ईड्य:** સ્તુતિ કરવા યોગ્ય છો **उत** અને જે વિદ્વાન અથવા અવિદ્વાન (મૂર્ખ) એવા અમે લોકો છીએ, તેમના દ્વારા પણ આપ જ અવશ્ય સ્તુતિ કરવા યોગ્ય છો. તેથી અમારી સ્તુતિ સાંભળીને – પ્રાપ્ત કરીને આપ અમારા તથા સકળ સંસારના સુખ માટે દિવ્ય ગુણ અર્થાત્ વિદ્યાદિ કૃપા કરીને આપો. આપ જ સર્વના ઇષ્ટદેવ છો.

### (૫) મૂળ સ્તુતિ

## अग्निर्होता कविक्रतु: सत्यश्चित्रश्रवस्तम: ।
## देवो देवेभिरागमत् ।।

ऋ० १.१.१.५

**व्याख्यान** : હે સર્વદક્ ! સર્વને જોનાર **क्रतु:** સર્વ જગતના જનક (ઉત્પાદક) **सत्य:** અવિનાશી અર્થાત્ જેનો કદી પણ નાશ થતો નથી, **चित्रश्रवस्तम:** આપ આશ્ચર્ય શ્રવણાદિ, આશ્ચર્ય ગુણ, આશ્ચર્ય શક્તિ, આશ્ચર્ય સ્વરૂપવાન અને અત્યંત શ્રેષ્ઠ છો. આપના તુલ્ય – સમાન અથવા આપથી મહાન કોઈ નથી. હે જગદીશ ! **देवेभि:** દિવ્ય ગુણોથી યુક્ત આપ અમારા હૃદયમાં પ્રકટ થાઓ. સર્વ જગતમાં પણ પ્રકાશિત થાઓ, જેથી અમે અને અમારું રાજ્ય દિવ્યગુણયુક્ત થાય. તે રાજ્ય આપનું જ છે. અમે તો કેવળ

આપના પુત્ર અને સેવક જેવા છીએ.

### (૬) મૂળ પ્રાર્થના

## यदङ्ग दाशुषे त्वमग्ने भद्रं करिष्यसि ।
## तवेत्तत्सत्यमङ्गिर: ।।

ऋ० १.१.१.६

**વ્યાખ્યાન** : હે **अङ्ग:** ! મિત્ર ! જે આપને આત્માદિનું દાન (સમર્પણ) કરે છે, તેને **भद्रम्** આપ વ્યવહારિક અને પારમાર્થિક સુખ અવશ્ય આપો છો. હે **अङ्गिर:** પ્રાણપ્રિય ! આપનું એ સત્ય વ્રત છે કે સ્વભકતોને પરમાનંદ આપવો. આપનો આ જ સ્વભાવ અમારા માટે અત્યંત સુખકારક છે. આપ મને ઐહિક અને પારમાર્થિક એ બંને સુખોનું જલદી દાન આપો, જેથી અમારાં સર્વ દુ:ખો દૂર થાય અને અમે સદા સુખી જ રહીએ.

### (૭) મૂળ સ્તુતિ

## वायवा याहि दर्शतेमे सोमा अरङ्कृता: ।
## तेषां पाहि श्रुधी हवम् ।।

ऋ० १.१.३.१

**વ્યાખ્યાન** : હે અનંત બળ ! પરેશ, વાયો, દર્શનીય ! આપ આપની કૃપાથી જ અમને પ્રાપ્ત થાઓ. અમે લોકોએ અમારી અલ્પ શક્તિથી સોમ *(સોમવલ્યાદિ)* ઓષધિઓનો ઉત્તમ રસ સંપાદન કરેલ છે અને અમારા જે કંઈ શ્રેષ્ઠ પદાર્થો છે, તે સર્વ આપના માટે **अरङ्कृता:** અલંકૃત અર્થાત્ અમે ઉત્તમ રીતિથી બનાવ્યા છે, તે સર્વ આપને સમર્પણ કર્યા છે. આપ તેનો સ્વીકાર કરો *(સર્વાત્માથી પાન કરો* - પૂર્ણરૂપે સ્વીકાર કરો). અમારી ગરીબોની દીનતા સાંભળીને જેમ પુત્ર નાની સરખી વસ્તુ પિતાને સમર્પણ કરે છે એટલાથી પિતા અત્યંત પ્રસન્ન થાય છે, તેવી જ રીતે આપ અમારા પર પ્રસન્ન થાઓ.

## (૮) મૂળ પ્રાર્થના

**पावका नः सरस्वती वाजेभिर्वाजिनीवती ।**
**यज्ञं वष्टु धियावसुः ।।**

ऋ० ૧.૧.૬.૧૦

**વ્યાખ્યાન** : હે વાકપતે ! સર્વ વિદ્યામય ! અમને આપની કૃપાથી **सरस्वती** સર્વશાસ્ત્ર વિજ્ઞાનયુક્ત વાણી પ્રાપ્ત થાઓ. **वाजेभिः** અને ઉત્કૃષ્ટ અન્ન આદિ સહિત વર્તમાન **वाजिनीवती** સર્વોત્તમ ક્રિયા વિજ્ઞાનયુક્ત **पावका** પવિત્ર સ્વરૂપ અને પવિત્ર કરવાવાળી સત્ય ભાષણમય મંગલકારક વાણી આપની પ્રેરણાથી પ્રાપ્ત કરી, આપના અનુગ્રહથી પરમ શ્રેષ્ઠ બુદ્ધિની સાથે વર્તમાન **वसुः** નિધિ સ્વરૂપ - જ્ઞાનના ભંડારરૂપી એ વાણીથી **यज्ञं वष्टु** સર્વ શાસ્ત્રનો બોધ અને પૂજનીયતમ આપના વિજ્ઞાનની હંમેશાં કામના કરીએ, જેથી અમારી સર્વ પ્રકારની મૂર્ખતાનો (અવિદ્યાનો) નાશ થાય અને અમે મહા પાંડિત્યયુક્ત બનીએ.

## (૯) મૂળ સ્તુતિ

**पुरूतमं पुरूणामीशानं वार्य्याणाम् ।**
**इन्द्रं सोमे सचा सुते ।।**

ऋ० ૧.૧.૯.૨

**વ્યાખ્યાન** : હે પરાત્પર પરમાત્મન્ ! આપ **पुरूतमम्** અત્યંત ઉત્તમ અને સર્વશત્રુ વિનાશક છો તથા જગતના બહુવિધ પદાર્થોના **ईशानं** સ્વામી અને ઉત્પાદક છો. **वार्य्याणाम्** ઉત્તમ, પસંદ કરવા યોગ્ય પરમાનંદ મોક્ષાદિ પદાર્થોના પણ ઈશાન - સ્વામી છો. **सोमे** અને ઉત્પત્તિ સ્થાન - સંસાર આપનાથી ઉત્પન્ન થવાના કારણે **इन्द्रम्** પરમ ઐશ્વર્યવાન આપને ***(अभिप्रगायत)***[1] હૃદયમાં અત્યંત પ્રેમથી ગાઈએ (અર્થાત્) યથાવત્ સ્તુતિ કરીએ, જેથી આપની કૃપા દ્વારા અમારું પરમ ઐશ્વર્ય પણ વધતું જાય અને (અમે) પરમાનંદને પ્રાપ્ત કરીએ.

---

*૧. આ શબ્દની અનુવૃત્તિ મંત્ર ૧.૧.૯.૧થી આવી છે.*

## (૧૦) મૂળ પ્રાર્થના

**तमीशानं जगतस्तस्थुषस्पतिं धियंजिन्वमवसे हूमहे वयम् ।**
**पूषा नो यथा वेदसामसद् वृधे रक्षिता पायुरदब्धः स्वस्तये ।।**

ऋ० १.६.१५.५

**વ્યાખ્યાન** : હે સર્વાધિસ્વામિન્ ! આપ જ ચર અને અચર જગતના ઈશાન *(રચનાર)* છો. **धियं जिन्वम्** સર્વવિદ્યામય વિજ્ઞાનસ્વરૂપ બુદ્ધિને પ્રકાશિત કરનાર, પ્રીણનીય સ્વરૂપ **पूषा** સર્વનું પોષણ કરનાર છો. તે આપનું અમે**नः अवसे** અમારી રક્ષાને માટે **हूमहे** આહ્‌વાન કરીએ છીએ. **यथा** જેવી રીતે આપ અમારાં વિદ્યા વગેરે ધનોની વૃદ્ધિ અથવા રક્ષા માટે **अदब्धः रक्षिता** આળસ રહિત બનીને રક્ષા કરવામાં તત્પર રહો છો, તેવી જ રીતે આપ કૃપા કરીને **स्वस्तये** અમારી સ્વસ્થતાને માટે **पायुः** નિરંતર રક્ષક *(વિનાશ-નિવારક)* છો. આપ દ્વારા પાલન થયેલા - પોષાયેલા અમે સદા ઉત્તમ કાર્યોમાં ઉન્નતિ અને આનંદ પ્રાપ્ત કરીએ.

## (૧૧) મૂળ સ્તુતિ

**अतो देवा अवन्तु नो यतो विष्णुर्विचक्रमे ।**
**पृथिव्याः सप्त धामभिः ।।**

ऋ० १.२.७.१६

**વ્યાખ્યાન** : હે **देवाः** વિદ્વાનો ! **विष्णुः** સર્વત્ર વ્યાપક પરમેશ્વરે સર્વ જીવોને પાપ અને પુણ્યનું ફળ ભોગવવાને માટે તથા સર્વ પદાર્થોને સ્થિત કરવા માટે પૃથ્વીથી લઈને સાત પ્રકારના લોક **धामभिः** અર્થાત્ ઊંચાં-નીચાં સ્થાનોથી સંયુક્ત બનાવ્યા છે તથા ગાયત્રી વગેરે સાત છંદો દ્વારા વિસ્તૃત વિદ્યાયુક્ત વેદોની પણ રચના કરેલ છે. એ લોકોની સાથે વર્તમાન (રહેલા) વ્યાપક ઈશ્વરે **यतः** જે સામર્થ્યથી સર્વ લોકોની રચના કરેલ છે, **अतः** ***(सामर्थ्यात्)*** તે સામર્થ્યથી અમારી રક્ષા કરો. હે વિદ્વાનો ! તમે લોકો પણ તે જ વિષ્ણુના ઉપદેશથી અમારી રક્ષા કરો. તે વિષ્ણુ કેવા છે ? જેણે આ સર્વ જગતની **विचक्रमे** વિવિધ પ્રકારે રચના કરેલ છે, તેની નિત્ય ભક્તિ કરો.

## (૧૨) મૂળ પ્રાર્થના

**पाहि नो अग्ने रक्षस: पाहि धूर्तेरराव्ण: ।**
**पाहि रीषत उत वा जिघांसतो बृहद्भानो यविष्ठ्य ।।**

ऋ० ૧.૩.૧૦.૧૫

**વ્યાખ્યાન** : હે સર્વ શત્રુનું દહન કરનાર અગ્નિ સમાન પરમેશ્વર ! રાક્ષસ હિંસાશીલ દુષ્ટ સ્વભાવવાળા દેહધારીઓથી **न:** અમારું **पाहि** પાલન – રક્ષા કરો. **धूर्तेरराव्ण:** કૃપણ અને ધૂર્ત મનુષ્યથી પણ અમારી રક્ષા કરો. હે મહા તેજસ્વી અને બળવત્તમ (સર્વશકિતમાન) ! જે અમને મારવા લાગે છે અને જે (અમને) મારવાની ઇચ્છા કરે છે, તે સર્વથી પણ અમારી રક્ષા કરો.

## (૧૩) મૂળ સ્તુતિ

**त्वमस्य पारे रजसो व्योमन: स्वभूत्योजा अवसे धृषन्मन: ।**
**चकृषे भूमिं प्रतिमानमोजसोऽप: स्व: परिभूरेष्या दिवम् ।।**

ऋ० ૧.૪.૧૪.૧૨

**વ્યાખ્યાન** : હે પરમ ઐશ્વર્યવાન પરમાત્મન્ ! આકાશ લોકથી પાર તથા અંદર પોતાનાં ઐશ્વર્ય અને બળથી વિરાજમાન થઈને દુષ્ટોનાં મનને દાર્ષણ-તિરસ્કાર કરતાં સર્વ જગત તથા વિશેષ કરીને અમારું **अवसे** સારી રીતે રક્ષણ કરવા માટે **त्वमु** આપ સાવધાન થઈ રહો છો. તેથી અમે નિર્ભય બનીને આનંદ કરીએ છીએ. વળી **दिवम्** પરમ આકાશ **भूमिम्** ભૂમિ તથા **स्व:** સુખ વિશેષ મધ્યમાં રહેલ લોક એ સર્વને પોતાના સામર્થ્યથી જ રચીને યથાવત્ ધારણ કરી રહ્યા છો. **परिभू: एषि** આપ સર્વમાં વર્તમાન (વિદ્યમાન) અને સર્વને પ્રાપ્ત થઈ રહ્યા છો. **आदिवम्** પ્રકાશમાન સૂર્યાદિ લોક **आप:** અંતરિક્ષ લોક અને જળ એ સર્વનું પ્રતિમાન *(પરિમાણ)* (માપ-તોલ) કરનાર આપ જ છો તથા આપ અપરિમેય (માપી ન શકાય તેવા અમાપ) છો. કૃપા કરીને અમને આપનું તથા સૃષ્ટિનું વિજ્ઞાન આપો.

## (૧૪) મૂળ પ્રાર્થના

**वि जानीह्यार्यान्ये च दस्यवो बर्हिष्मते रन्धया शासदव्रतान् ।**
**शाकी भव यजमानस्य चोदिता विश्वेत्ता ते सधमादेषु चाकन ।।**

ऋ० १.४.१०.८

**વ્યાખ્યાન** : હે સર્વને યથાયોગ્ય જાણવાવાળા ઈશ્વર ! આપ **आर्यान्** વિદ્યા, ધર્માદિ, ઉત્કૃષ્ટ સ્વભાવ અને આચરણવાળા આર્યોને જાણો. **ये च दस्यवः** અને જે નાસ્તિક, ડાકુ, ચોર, વિશ્વાસઘાતી, મૂર્ખ, વિષયલંપટ, હિંસાદિ દોષોથી યુક્ત, ઉત્તમ કર્મમાં વિઘ્ન કરનારા, સ્વાર્થી, સ્વાર્થસાધનમાં તત્પર, વેદવિદ્યા વિરોધી, અનાર્ય *(અનાડી)* મનુષ્ય અને **बर्हिष्मते** સર્વ ઉપકારક યજ્ઞનો વિધ્વંશ કરવાવાળા છે – એવા સર્વ દુષ્ટોનો આપ **रन्धय *(समूलान् विनाशाय)*** જડમૂળથી નાશ કરો અને **शासदव्रतान्** બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસાદિ ધર્મના અનુષ્ઠાન વ્રતરહિત, વેદમાર્ગના ઉચ્છેદક, અનાચારીઓ પર યથાયોગ્ય શાસન કરો *(તેઓને જલદી દંડ આપો)* જેથી તેઓ પણ શિક્ષાયુક્ત બનીને શિષ્ટ – સભ્ય બની જાય; અથવા તેઓનો પ્રાણાંત – નાશ થઈ જાય અથવા અમારા વશમાં જ રહે. **शाकी** તથા આપ જીવને પરમ શક્તિયુક્ત સામર્થ્ય આપનાર તથા શ્રેષ્ઠ કાર્યોમાં પ્રેરણા આપનાર છો. આપ અમોને દુષ્ટ કર્મોથી રોકનાર છો. હું પણ **सधमादेषु** ઉત્તમ સ્થાનોમાં નિવાસ કરીને **विश्वेत्ता ते** આપની આજ્ઞા પ્રમાણે સર્વ ઉત્તમ કર્મોની **चाकन** કામના કરું છું. આપ તેને પૂર્ણ કરો.

## (૧૫) મૂળ સ્તુતિ

**न यस्य द्यावापृथिवी अनु व्यचो न सिन्धवो रजसो अन्तमानशुः ।**
**नोत स्ववृष्टिं मदे अस्य युध्यत एको अन्यच्चकृषे विश्वमानुषक् ।।**

ऋ० १.४.१४.१४

**વ્યાખ્યાન** : હે પરમ ઐશ્વર્યયુક્ત ! આપ ઇન્દ્ર છો. હે મનુષ્યો ! પરમાત્માનો પાર આટલો જ છે એવું નથી. તેની વ્યાપ્તિનો પરિચ્છેદ *(ઇયત્તા)* પરિમાણ કોઈ પામી શકતું નથી તથા **द्यावा** અર્થાત્ સૂર્ય આદિ લોક, સર્વોપરિ

આકાશ તથા પૃથ્વી, મધ્ય, નિકૃષ્ટ લોક – એમાંથી કોઈ પણ તે પરમાત્માનો આદિ અને અંત પામી શકતા નથી, કારણ કે **अनुव्यच:** તે પરમાત્મા સમૂહની મધ્યમાં **अनुस्यूत** *(પરિપૂર્ણ)* થઈને રહેલ છે તથા **न सिन्धव:** અંતરિક્ષમાં જે દિવ્ય જળ તથા સર્વલોક (બ્રહ્માંડ) પણ તેનો અંત – તાગ મેળવી શકતા નથી. **नोत स्ववृष्टिं मदे** વર્ષા રૂપી પ્રહારથી યુદ્ધ કરનાર વૃત્ર *(મેઘ)* (વાદળાંની ગર્જનાઓ) તથા વીજળીના કડાકાઓ વગેરે પણ ઈશ્વરનો પાર પામી શકતાં નથી.[1]

હે પરમાત્મન્ ! આપનો પાર કોણ પામી શકે ? કારણ કે **एक:** એક *(બીજાની સહાયતા વિના)* જાતે પોતાના સામર્થ્યથી જ **विश्वम्** સર્વ જગતમાં **आनुषक्** આનુષક્ત અર્થાત્ વ્યાપક છો અને **चकृषे** *(કૃતવાન્)* આપે જ સર્વ ઉત્પન્ન કરેલ છે. તો પછી જગતના પદાર્થો આપનો પાર કેવી રીતે પામી શકે ? વળી **अन्यत्** આપ જગતરૂપ કદી પણ બનતા નથી. પોતાના પંડમાંથી (સ્વરૂપમાંથી) જગતની રચના કરતા નથી. પરંતુ આપના અનંત સામર્થ્યથી જ જગતની રચના, ધારણ અને લય યોગ્ય સમયે કરતા રહો છો. તેથી અમને તો સદૈવ આપની સહાયતા મળ્યા કરે છે.

## (૧૬) મૂળ પ્રાર્થના

**ऊर्ध्वो न: पाह्यंहसो नि केतुना विश्वं समत्रिणं दह ।**
**कृधी न ऊर्ध्वाञ्चरथाय जीवसे विदा देवेषु तो दुव: ।।**

ऋ० १.३.१०.१४

**વ્યાખ્યાન** : હે સર્વોપરિ વિરાજમાન પરબ્રહ્મ ! આપ **(ऊर्ध्व:)** સર્વથી ઉત્કૃષ્ટ છો. અમને કૃપા કરીને ઉત્કૃષ્ટ ગુણવાળા બનાવો તથા ઊર્ધ્વ દેશમાં અમારી રક્ષા કરો. હે સર્વ પાપનાશક ઈશ્વર ! અમને **केतुना** વિજ્ઞાન અર્થાત્ વિવિધ વિદ્યાદાન આપીને **अंहस:** અવિદ્યાદિ મહાપાપથી **निपाही** ***(नितरां पाहि)*** હંમેશાં દૂર રાખો તથા **विश्वम्** આ સમસ્ત સંસારનું પણ નિત્ય પાલન કરો.

હે સત્યમિત્ર, ન્યાયકારી ! જે કોઈ પ્રાણી **अत्रिणम्** અમારી શત્રુતા કરે તેને

---

*૧. જેમ કોઈ મદમાં મગ્ન થઈને રણભૂમિમાં યુદ્ધ કરે તેમ મેઘનું દ્રષ્ટાંત જાણવું.*

તથા કામ, ક્રોધાદિ શત્રુઓને આપ **सन्दह** સારી રીતે ભસ્મીભૂત કરો *(સારી રીતે સળગાવી નાખો)*. **कृधी नऊर्ध्वान्** હે કૃપાનિધિ ! અમને વિદ્યા, શૌર્ય, ધૈર્ય, બળ, પરાક્રમ, ચાતુર્ય, વિવિધ ધન, ઐશ્વર્ય, વિનય, સામ્રાજ્ય, સન્મતિ, સમ્પ્રીતિ, સ્વદેશ સુખ-સંપાદનાદિ ગુણોમાં સર્વ મનુષ્યોથી અમને શ્રેષ્ઠ બનાવો તથા **चरथाय जीवसे** સર્વથી અધિક આનંદ, ભોગ, સર્વ દેશોમાં અવ્યાહતગમન *(ઇચ્છાનુસાર આવવું-જવું)*, આરોગ્ય, દેહ, શુદ્ધ માનસિક બળ અને વિજ્ઞાન વગેરે માટે અમને શ્રેષ્ઠતા આપો અને આપની પાલનાયુક્ત કરો. **विदा** વિદ્યાદિ ઉત્તમોત્તમ ધન **देवेषु** વિદ્વાનોની વચ્ચે પ્રાપ્ત કરાવો અર્થાત્ વિદ્વાનોની મધ્યમાં પણ અમને સર્વદા ઉત્તમ પ્રતિષ્ઠાયુક્ત કરો - રાખો.

### (૧૭) મૂળ સ્તુતિ

## अदितिर्द्यौरदितिरन्तरिक्षमदितिर्माता स पिता स पुत्र: ।
## विश्वे देवा अदिति: पञ्च जना अदितिर्जातमदितिर्जनित्वम् ।।

ऋ० १.६.१६.१०

**વ્યાખ્યાન :** હે ત્રૈકાલ્યાબાધેશ્વર (ત્રણે કાળથી વિમુક્ત એવા ઈશ્વર) ! **अदितिर्द्यौ:** આપ સર્વદા વિનાશરહિત તથા સ્વપ્રકાશસ્વરૂપ છો. **अदितिरन्तरिक्षम्** અવિકૃત *(વિકાર રહિત)* અને સર્વના અધિષ્ઠાતા છો. **अदितिर्माता** આપ મોક્ષ પામેલા જીવોને અવિનશ્વર (વિનાશ રહિત) સુખ આપનાર અને અત્યંત માન કરનાર છો. **स पिता** તે અવિનાશી સ્વરૂપ (ઈશ્વર) અમારા સર્વના પિતા *(જનક)* અને પાલક છે અને **स पुत्र:** તે ઈશ્વર મુમુક્ષુ (મોક્ષની ઇચ્છા કરનાર) ધર્માત્મા વિદ્વાનોને નરક વગેરે દુ:ખોથી (પૃથક્ કરી) પવિત્ર કરનારા અને ત્રાણ *(રક્ષા)* કરનારા છે. **विश्वे देवा अदिति:** સર્વ દિવ્યગુણ *(વિશ્વનું ધારણ, રચના, વિનાશ, પાલન આદિ કાર્યો કરનાર)* આપ જ અવિનાશી પરમાત્મા છો. **पञ्चजना अदिति:** જગતના જીવનના હેતુ રૂપ પાંચ પ્રાણ પણ આપના રચેલા છે, તેમ જ તે આપનાં નામ પણ છે. **जातमदिति:** તે એક જ ચેતન બ્રહ્મ આપ સદા પ્રાદુર્ભૂત - વર્તમાન છો અને બીજું બધું તો કોઈવાર પ્રાદુર્ભૂત - ઉત્પન્ન થાય છે અને કોઈ સમયે અપ્રાદુર્ભૂત - વિનાશભૂત પણ થઈ જાય છે. **अदितिर्जनित्वम्** તે જ

અવિનાશી સ્વરૂપ ઈશ્વર આપ સર્વ જગતના *(जनित्वम्)* જન્મના હેતુરૂપ છો, અન્ય કોઈ નથી.[1]

### (૧૮) મૂળ પ્રાર્થના

**ऋजुनीती नो वरुणो मित्रो नयतु विद्वान् ।**
**अर्यमा देवै: सजोषा: ।।**

ऋ० १.६.१७.१

**વ્યાખ્યાન** : હે મહારાજાધિરાજ પરમેશ્વર ! આપ અમને **ऋजुनीती** સરળ *(શુદ્ધ)* કોમળતા આદિ ગુણ વિશેષવાળા ચક્રવર્તી રાજાઓની નીતિને **नयतु** કૃપાદષ્ટિથી પ્રાપ્ત કરાવો. આપ **वरुण:** સર્વોત્કૃષ્ટ હોવાથી વરુણ છો, માટે અમને ઉત્તમ રાજ્ય, ઉત્તમ વિદ્યા અને શ્રેષ્ઠ નીતિ આપો તથા આપ સર્વના મિત્ર - શત્રુરહિત છો. આપ અમને પણ મિત્ર ગુણયુકત ન્યાયાધીશ બનાવો તથા આપ સર્વોત્કૃષ્ટ વિદ્વાન છો, અમને પણ સત્યવિદ્યાથી યુકત સુનીતિ આપીને શીઘ્ર સામ્રાજ્યના અધિકારી બનાવો તથા આપ **अर्यमा** *(યમરાજ)* પ્રિય-અપ્રિય છોડીને (પક્ષપાતરહિત) ન્યાયમાં રહો છો (તત્પર રહો છો) તેમ જ સમસ્ત સંસારના જીવોનાં પાપ અને પુણ્યોની યથાયોગ્ય વ્યવસ્થા કરો છો, તેવી જ રીતે આપ અમને પણ એવા જ બનાવો, જેથી **देवै: सजोषा:** આપની કૃપાથી વિદ્વાનો અને દિવ્યગુણોયુક્ત બનીને ઉત્તમ પ્રીતિયુક્ત આપનામાં રમણ કરીએ અને આપનું સેવન કરનારા બનીએ. હે કૃપાસિંધો ભગવન્ ! અમને સહાયતા કરો કે જેથી કરીને (અમે) સુનીતિયુક્ત બનીએ અને અમારું સ્વરાજ્ય અત્યંત વૃદ્ધિ પામે.

### (૧૯) મૂળ પ્રાર્થના

**त्वं सोमासि सत्पतिस्त्वं राजोत वृत्रहा ।**
**त्वं भद्रो असि क्रतु: ।।**

ऋ० १.६.१९.५

---

*૧. આ બધાં નામ દિવ આદિ અન્ય વસ્તુઓનાં પણ હોય છે. પરંતુ આ મંત્રમાં ઈશ્વરાભિપ્રેત અર્થ જ કરવામાં આવ્યો છે, માટે તેને પ્રમાણભૂત માનવો જોઈએ.*

**વ્યાખ્યાન** : હે સોમ રાજન્ ! સત્પતે પરમેશ્વર ! તમે સોમ છો, સર્વસવનકર્તા - સર્વનાં સાર-સત્ત્વ કાઢનાર, પ્રાપ્ય સ્વરૂપ અને શાંતાત્મા છો તથા આપ સત્પુરુષોનું પાલન કરનાર છો. તમે જ સર્વના રાજા **उत** અને **वृत्रहा** મેઘને રચનાર, ધારણ અને નાશ કરનાર છો. ભદ્ર સ્વરૂપ ભદ્ર (કલ્યાણ) કરનાર અને **क्रतु:** સમસ્ત સંસારના રચયિતા આપ જ છો.

### (૨૦) મૂળ પ્રાર્થના

## त्वं न: सोम विश्वतो रक्षा राजन्नघायत: ।
## न रिष्येत् त्वावत: सखा ।।

ऋ० १.६.२०.८

**વ્યાખ્યાન** : હે સોમ ! રાજન્ ઈશ્વર ! તમે **अघायत:** જે કોઈ પ્રાણીઓ અમારામાં પાપી અને પાપ કરવાની ઇચ્છાવાળા હોય **विश्वत:** તે સર્વ પ્રાણીઓથી અમારી **रक्ष** રક્ષા કરો. જેના આપ સગા (પ્રગાઢ - આત્મીય) મિત્ર છો, **न रिष्येत्** તે કદી નષ્ટ થતાં નથી. પરંતુ અમને આપની સહાયતાથી તલભાર પણ દુઃખ અથવા ભય કોઈપણ સમયે લાગશે નહિ. જે આપના મિત્ર છે અને આપ જેના મિત્ર છો, તેને દુઃખ કેમ હોય ?

### (૨૧) મૂળ પ્રાર્થના

## तद्विष्णो: परमं पदं सदा पश्यन्ति सूरय: ।
## दिवीव चक्षुराततम् ।।

ऋ० १.२.७.२०

**વ્યાખ્યાન** : હે વિદ્વાનો અને મુમુક્ષુ જીવો ! વિષ્ણુનું (સર્વવ્યાપક ઈશ્વરનું) જે પરમ ઉત્કૃષ્ટ પદ *(પદનીય)* છે, તે સર્વને જાણવા યોગ્ય છે; જેને પ્રાપ્ત થઈને (મુક્ત આત્માઓ) પૂર્ણાનંદમાં રહે છે, ફરી ત્યાંથી શીઘ્ર દુઃખમાં પડતા નથી. તે પદને **सूरय:** ધર્માત્મા, જિતેન્દ્રિય, સર્વના હિતકારી વિદ્વાનો યથાવત્ ઉત્તમ વિચારોથી જુએ છે (વિચારે છે), તે પરમેશ્વરનું પદ છે. કેવી

રીતે ? જેવી રીતે આકાશમાં **चक्षु** નેત્રની વ્યાપ્તિ (વ્યાપકતા) અથવા સૂર્યનો પ્રકાશ સર્વત્ર વ્યાપેલો હોય છે, તેવી જ રીતે **दिवीव चक्षुराततम्** પરબ્રહ્મ સર્વ સ્થાનોમાં પરિપૂર્ણ એકરસ વ્યાપી રહેલ છે.

એ જ પરમપદસ્વરૂપ પરમાત્મા પરમપદ છે. એની જ પ્રાપ્તિ થવાથી જીવ સર્વ દુઃખોથી મુકત થઈ જાય છે. એ સિવાય જીવને કદીપણ પરમ સુખ પ્રાપ્ત થતું નથી. એટલા માટે પરમેશ્વરની પ્રાપ્તિ માટે સર્વ પ્રકારે યથાવત્ પ્રયત્ન કરવો જોઈએ.

## (૨૨) મૂળ પ્રાર્થના

**स्थिरा व: सन्त्वायुधा पराणुदे वीळू उत प्रतिष्कभे ।**
**युष्माकमस्तु तविषी पनीयसी मा मर्त्यस्य मायिन: ।।**

ऋ० १.३.१८.२

**વ્યાખ્યાન** : ***(परमेश्वरो हि सर्वजीवेभ्य आशीर्ददाति)*** ઈશ્વર સર્વ જીવોને આશીર્વાદ આપે છે કે, હે જીવો **!** **व:** ***(युष्माकम्)*** તમારા માટે આયુધ અર્થાત્ શતઘ્ની *(તોપ)*, ભુશુંડી *(બંદૂક)*, ધનુષ્ય, બાણ, કરવાલ *(તલવાર)*, શક્તિ *(બરછી)* આદિ શસ્ત્રો સ્થિર અને **वीळू** દઢ થાઓ. કયા પ્રયોજન માટે ? **पराणुदे** તમારા શત્રુઓના પરાજય માટે, કે જેથી તમારા કોઈ દુષ્ટ શત્રુઓ તમને કદી પણ દુઃખ ન આપી શકે. **उत प्रतिष्कभे** શત્રુઓના વેગને રોકવા માટે **युष्माकमस्तु तविषी पनीयसी** તમારી બળવાન ઉત્તમ સેના સર્વ સંસારમાં પ્રશંસિત બને, જેથી તમારી સાથે લડવાનો કોઈ સંકલ્પ પણ શત્રુ ન કરે. પરંતુ **मा मर्त्यस्य मायिन:** જે અન્યાયકારી મનુષ્ય છે, તેને હું આશીર્વાદ આપતો નથી. દુષ્ટ, પાપી, ઈશ્વરભક્તિ રહિત મનુષ્યનાં બળ, રાજ્ય અને ઐશ્વર્ય આદિ કદી પણ વૃદ્ધિ ન પામો, તેનો સદા પરાજય જ થાઓ.

હે બંધુ વર્ગો **!** આવો **!** આપણે સર્વ મળીને સર્વ દુઃખોના વિનાશ અને વિજય માટે ઈશ્વરને પ્રસન્ન કરીએ કે જે આપણને આશીર્વાદ આપે અને જેથી આપણા શત્રુઓ (દુષ્ટ, પાપી વગેરે) વૃદ્ધિ - ઉન્નતિ ન પામે.

## (૨૩) મૂળ સ્તુતિ

**विष्णो: कर्माणि पश्यत यतो व्रतानि पस्पशे ।**

**इन्द्रस्य युज्य: सखा ।।**

ऋ० ૧.૨.૭.૧૯

**વ્યાખ્યાન** : હે જીવો ! **विष्णो:** વ્યાપક ઈશ્વરે કરેલાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય આદિ કર્મોને તમે જુઓ.

**પ્રશ્ન** : અમે કેવી રીતે જાણીએ કે એ કર્મો વ્યાપક ઈશ્વરનાં છે ?

**ઉત્તર** : **यतो व्रतानि पस्पशे** જેથી આપણે જીવ લોકો બ્રહ્મચર્યાદિ વ્રત, સત્યભાષણાદિ વ્રત અને ઈશ્વરના નિયમોનું અનુષ્ઠાન કરવા માટે સુશરીર ધારણ કરીને સમર્થ થયા છીએ. એ સર્વ કાર્ય તેના જ – ઈશ્વરના સામર્થ્યથી થયેલ છે. કારણ કે **इन्द्रस्य युज्य: सखा** કર્મોનો કર્તા, ભોક્તા જે ઇન્દ્રિયોવાળો જીવ છે, તેનો એ જ એક (ઈશ્વર) યોગ્ય મિત્ર છે, બીજો કોઈપણ નથી. કારણ કે ઈશ્વર જીવનો અંતર્યામી છે. તેથી તેનાથી શ્રેષ્ઠ (ભિન્ન) કોઈપણ જીવનો હિતકારી મિત્ર થઈ શકતો નથી. એટલા માટે પરમાત્મા સાથે સદા મિત્રતા રાખવી જોઈએ.

## (૨૪) મૂળ પ્રાર્થના

**परा णुदस्व मघवन्नमित्रान्त्सुवेदा नो वसू कृधि ।**

**अस्माकं बोध्यविता महाधने भवा वृध: सखीनाम् ।।**

ऋ० ५.३.२१.२५

**વ્યાખ્યાન** : હે **मघवन्** પરમ ઐશ્વર્યવાન ઇન્દ્ર પરમાત્મન્ ! **अमित्रान्** અમારા સર્વ શત્રુઓ (દુષ્ટ, પાપી વગેરે)ને **पराणुदस्व** પરાસ્ત કરી દો. હે દાતા ! **सुवेदा नो वसू कृधि** અમારા માટે સમસ્ત પૃથ્વીનું ધન સુલભ કરો. **महाधने** યુદ્ધમાં અમારા અને અમારા મિત્ર તથા સેનાઓના **अविता** રક્ષક **वृध:** વર્ધક **भव** આપ જ છો તથા **बोधि** અમને આપના જ (પોતાના જ) જાણો. હે ભગવન્ !

જ્યારે આપ અમારા રક્ષક યોદ્ધા થશો ત્યારે જ અમારો સર્વત્ર વિજય થશે. તેમાં (કોઈપણ જાતનો) સંદેહ નથી.

### (૨૫) મૂળ પ્રાર્થના

**शं नो भग: शमु न: शंसो अस्तु शं न पुरन्धि: शमु सन्तु राय: ।**
**शं न: सत्यस्य सुयमस्य शंस: शं नो अर्यमा पुरुजातो अस्तु ।।**

ऋ० ५.३.२८.२

**વ્યાખ્યાન** : હે ઈશ્વર ! **भग:** આપ અને આપનું આપેલું ઐશ્વર્ય **शं न:** અમારા માટે સુખકારક બનો અને **शमु न: शंसो अस्तु** આપની કૃપાથી અમારી સુખકારક પ્રશંસા સદૈવ થયા કરો. **पुरन्धि: शमु सन्तु राय:** સંસારને ધારણ કરનારા આપ તથા વાયુ, પ્રાણ અને સમસ્ત ધન (ઐશ્વર્ય) આનંદદાયક થાઓ. **शं न: सत्यस्य *(सुयमस्य शंस:)*** સત્ય, યથાર્થ ધર્મ, સુસંયમ અને જિતેન્દ્રિયતાદિ લક્ષણયુકતની જે પ્રશંસા *(પુણ્ય સ્તુતિ)* સર્વ સંસારમાં પ્રસિદ્ધ છે, તે અમારા માટે પરમ આનંદદાયક અને શાંતિદાયક થાઓ. **शं नो अर्यमा** ન્યાયકારી આપ **पुरुजात:** અનંત સામર્થ્યયુક્ત ! અમારા માટે કલ્યાણકારક થાઓ.

### (૨૬) મૂળ સ્તુતિ

**त्वमसि प्रशस्यो विदथेषु सहन्त्य ।**
**अग्ने रथीरध्वराणाम् ।।**

ऋ० ५.८.३५.२

**વ્યાખ્યાન** : હે **अग्ने** સર્વજ્ઞ ! તમે જ સર્વત્ર **प्रशस्य:** સ્તુતિ કરવાને યોગ્ય છો, અન્ય કોઈ નહિ. **विदथेषु** યજ્ઞ અને યુદ્ધમાં આપ જ સ્તોતવ્ય – સ્તુતિ કરવાને યોગ્ય છો. જે તમારી સ્તુતિ છોડીને અન્ય જડ આદિ (પદાર્થો)ની સ્તુતિ કરે છે, તેને યજ્ઞમાં તથા યુદ્ધોમાં કદી પણ વિજય પ્રાપ્ત થતો નથી. **सहन्त्य** શત્રુઓના સમૂહોનો આપ જ ઘાત – નાશ કરનાર છો. **रथी:** અધ્વરો અર્થાત્ યજ્ઞ અને યુદ્ધોમાં આપ જ રથી છો. (આપ જ) અમારા શત્રુઓના યોદ્ધાઓને

જીતનારા છો. આથી અમારો પરાજય ક્યારેય થઈ શકે જ નહિ.

### (૨૭) મૂળ પ્રાર્થના

**तन्न इन्द्रो वरुणो मित्रो अग्निराप ओषधीर्वनिनो जुषन्त ।**
**शर्मन्त्स्याम मरुतामुपस्थे यूयं पात स्वस्तिभि: सदा न: ।।**

ऋ० ५.३.२७.२५

**વ્યાખ્યાન** : હે ભગવન્ ! **तन्न इन्द्र:** સૂર્ય, **वरुण:** ચંદ્રમા, **मित्र:** વાયુ, **अग्नि:** અગ્નિ, **आप:** જળ, **ओषधी:** વૃક્ષ વગેરે વનના સર્વ પદાર્થો આપની આજ્ઞાથી સુખરૂપ બનીને અમારી સેવા કરે (અર્થાત્ અમને પ્રાપ્ત થાઓ). હે રક્ષક ! **मरुतामुपस्थे** પ્રાણાદિ વાયુઓની ગોદમાં બેઠેલા અમે આપની કૃપાથી **शर्मन्त्स्याम** સદા સુખી રહીએ. **स्वस्तिभि:** સર્વ પ્રકારનાં રક્ષણો દ્વારા **यूयं पात** ***(आदरार्थं बहुवचनम्)*** આપ અમારી રક્ષા કરો, જેથી અમારી કોઈપણ પ્રકારે હાનિ ન થાય.

### (૨૮) મૂળ સ્તુતિ

**ऋषिर्हि पूर्वजा अस्येक ईशान ओजसा ।**
**इन्द्र चोष्कूयसे वसु ।।**

ऋ० ५.८.१७.४१

**વ્યાખ્યાન** : હે ઈશ્વર ! **ऋषि:** સર્વજ્ઞ, **पूर्वजा:** અને સર્વના પૂર્વજોના **(एक:)** એકમાત્ર અદ્વિતીય **ईशान:** ઈશનકર્તા અર્થાત્ ઈશ્વરતા (શાસન) કરનાર ઈશ્વર આપ છો. આપ જ સૌથી મહાન (તથા) પ્રલય પછીના કાળમાં રહેનાર **ओजसा** અનંત પરાક્રમ યુક્ત છો.

હે ઇન્દ્ર ! મહારાજાધિરાજ ! **चोष्कूयसे वसु** સર્વ ધન(ઐશ્વર્ય)ના દાતા ! આપના સેવકો પર (આપ) કૃપાનો પ્રવાહ શીઘ્ર વહાવી રહ્યા છો. આપ અત્યંત આર્દ્ર (કોમળ) સ્વભાવયુક્ત છો.

## (૨૯) મૂળ પ્રાર્થના

**नेह भद्रं रक्षस्विने नावयै नोपया उत । गवे च भद्रं धेनवे वीराय च श्रवस्यतेऽनेहसो व ऊतय: सुऊतयो व ऊतय: ।।**

ऋ० ૬.૪.૬.૧૨

**વ્યાખ્યાન** : હે ભગવન્ ! **रक्षस्विने भद्रं नेह** પાપી હિંસક દુષ્ટાત્માને આ સંસારમાં સુખ ન આપશો. **नावयै** ધર્મથી વિપરીત ચાલનારાઓને પણ કદી સુખ ન આપશો, તથા **नोपया उत** અધર્મીની સમીપ રહેનારા તેના સહાયકને પણ કદી સુખ પ્રાપ્ત ન થાય – એવી આપને અમારી પ્રાર્થના છે કે દુષ્ટોને કદી સુખ ન મળવું જોઈએ. નહિતર કોઈ મનુષ્ય ધર્મમાં રુચિ રાખશે નહિ. એટલા માટે આ સંસારમાં ધર્માત્માઓને જ સદા સુખ આપો તથા અમારી શમ-દમાદિથી યુક્ત ઇન્દ્રિયો, દૂધ આપનારી ગાયો વગેરે, વીર પુત્ર અને શૂરવીર સેવક **श्रवस्यते** વિદ્યા, વિજ્ઞાન અને અન્નાદિ ઐશ્વર્યયુક્ત અમારા દેશના રાજા અને ધનવાન લોકો – એ સર્વેને **अनेहस:** નિષ્પાપ, નિરુપદ્રવયુક્ત, સ્થિર અને દૃઢ સુખ આપો. **व ऊतयो व ऊतय:** *(व: युष्माकं बहुवचनमादरार्थम्)* હે સર્વના રક્ષક ઈશ્વર ! આપ સર્વ રક્ષણ અર્થાત્ પૂર્વોક્ત સર્વ ધર્માત્માઓની રક્ષા કરનાર છો. આપ જેના રક્ષક છો તેને સદા **भद्रं** કલ્યાણ *(પરમસુખ)* પ્રાપ્ત થાય છે, બીજાને નહિ.

## (30) મૂળ સ્તુતિ

**वसुर्वसुपतिर्हि कमस्यग्ने विभावसु: ।**
**स्याम ते सुमतावपि ।।**

ऋ० ૬.૩.૪૦.૨૪

**વ્યાખ્યાન** : હે પરમાત્મન્ ! આપ વસુ અર્થાત્ સર્વને પોતાનામાં વસાવનાર અને સર્વમાં આપ વાસ કરનાર છો તથા **वसुपति:** પૃથ્વી આદિ વાસ કરવા – રહેવા યોગ્ય હેતુરૂપ બનેલાં ભૂતોના પતિ છો. **कमसि** હે અગ્ને ! વિજ્ઞાનાનંદ ! સ્વપ્રકાશ સ્વરૂપ ! આપ જ સર્વના સુખકારક અને સુખ સ્વરૂપ છો તથા **विभावसु:** સત્ય સ્વપ્રકાશ સ્વરૂપ એક ધનમય છો. હે ભગવન્ ! એવા જે

આપ **ते** આપનાં **सुमतौ** અત્યંત ઉત્કૃષ્ટ જ્ઞાન અને પરસ્પરની પ્રીતિમાં અમે લોકો સ્થિર રહીએ.

### (૩૧) મૂળ પ્રાર્થના

**वैश्वानरस्य सुमतौ स्याम राजा हि कं भुवनानामभिश्रीः ।**
**इतो जातो विश्वमिदं वि चष्टे वैश्वानरो यतते सूर्येण ।।**

ऋ० १.७.६.१

**વ્યાખ્યાન** : હે મનુષ્યો ! જે આપણા તથા સર્વ જગતના રાજા, સર્વ ભુવનોના સ્વામી **कम्** સર્વના સુખદાતા અને **अभिश्रीः** સર્વના નિધિ *(શોભાકારક)* છે. **वैश्वानरो यतते सूर्येण** સંસારમાં રહેલા સર્વ મનુષ્યોના નેતા *(નાયક)* અને સૂર્યની સાથે (સૂર્ય દ્વારા) તે જ પ્રકાશક છે અર્થાત્ સર્વ પ્રકાશમાન પદાર્થો તેમણે જ રચેલા છે. **इतो जातो विश्वमिदं विचष्टे** એ ઈશ્વરના સામર્થ્યથી જ આ સંસાર ઉત્પન્ન થયેલ છે, અર્થાત્ તેમણે જ રચેલ છે. **वैश्वानरस्य सुमतौ स्याम** તે વૈશ્વાનર પરમેશ્વરની સુમતૌ, અર્થાત્ સુશોભન *(ઉત્કૃષ્ટ જ્ઞાનમાં)* અમે નિશ્ચિત સુખસ્વરૂપ અને વિજ્ઞાનયુકત બનીએ.

હે મહારાજાધિરાજ ઈશ્વર ! આપ કૃપા કરીને અમારી આ આશાને પૂર્ણ કરો.

### (૩૨) મૂળ સ્તુતિ

**न यस्य देवा देवता न मर्त्ता आपश्चन शवसो अन्तमापुः ।**
**स प्ररिक्वा त्वक्षसा क्ष्मो दिवश्च मरुत्वान्नो भवत्विन्द्र ऊती ।।**

ऋ० १.७.१०.१५

**વ્યાખ્યાન** : હે અનંતબળ ! **न यस्य** જે પરમાત્માનો તેમ જ તેના બળ વગેરે સામર્થ્યનો **देवाः** ઇન્દ્રિયો, **देवताः** વિદ્વાન, સૂર્ય આદિ તથા બુદ્ધિ આદિ **न, मर्त्ताः** સાધારણ મનુષ્યો **आपश्च न** આપ – જળ, પ્રાણ, વાયુ અને સમુદ્ર આદિ સર્વ પદાર્થોનો અંત *(પાર)* ક્યારેય પામી શકતા નથી. પરંતુ **परिक्वा** ઉત્કૃષ્ટતાપૂર્વક સર્વમાં વ્યાપક રહીને તેનાથી અતિરિક્ત *(એથી વિલક્ષણ)* જુદો રહી સર્વ સ્થળે

પરિપૂર્ણ થઈ રહ્યો છે, તે **मरुत्वान्** અત્યંત બળવાન ઇન્દ્ર પરમાત્મા **त्वक्षसा** શત્રુઓના બળનો નાશ કરનારા બળથી **क्ष्मः** પૃથ્વીને **दिवश्च** સ્વર્ગને ધારણ કરે છે. તે **इन्द्रः** પરમાત્મા **ऊती** અમારી રક્ષા માટે **भवतु** તત્પર રહો.

## (૩૩) મૂળ પ્રાર્થના

**जातवेदसे सुनवाम सोममरातीयतो नि दहाति वेदः ।**
**स नः पर्षदति दुर्गाणि विश्वा नावेव सिन्धुं दुरितात्यग्निः ।।**

ऋ० १.७.७.१

**વ્યાખ્યાન** : હે **जातवेदः** પ્રરબ્રહ્મન્ ! આપ જાતવેદ છો, ઉત્પન્ન થયેલા સંપૂર્ણ જગતને જાણનાર છો. સર્વત્ર પ્રાપ્ત છો. જે વિદ્વાનોથી જ્ઞાત (જાણેલા), સર્વમાં વિદ્યમાન *(જાત - અર્થાત્ પ્રાદુર્ભૂત, અનંત ધનવાન અથવા અનંત જ્ઞાનવાન છો, માટે આપનું નામ જાતવેદ છે.)* એવા આપને માટે **वयं सोमं सुनवाम** જેટલા સોમ પ્રિય ગુણ વિશિષ્ટાદિ અમારા પદાર્થો છે, તે સર્વ અર્પણ છે.

હે કૃપાળુ ! **अरातीयतः** દુષ્ટ શત્રુઓ જે અમારા ધર્માત્માઓના વિરોધી છે, તેના **वेदः** ધન, ઐશ્વર્ય આદિનું **नि दहाति** નિત્ય દહન કરો - બાળી નાખો, જેથી તેઓ દુષ્ટતાને છોડીને શ્રેષ્ઠતાનો સ્વીકાર કરે તથા **नः** અમને **दुर्गाणि विश्वा** સંપૂર્ણ દુઃસહ - સહન ન કરી શકાય એવાં દુઃખોથી **पर्षदति** પાર કરાવીને નિત્ય સુખને આપ પ્રાપ્ત કરાવો. **तावेव सिन्धुम्** જેવી રીતે અત્યંત કઠિન નદી અથવા સમુદ્રને પાર કરવા માટે નાવ હોય છે, તેવી રીતે અમને સર્વ પાપજન્ય અત્યંત પીડાઓથી પૃથક્ *(ભિન્ન)* કરીને સંસારમાં અને મુક્તિમાં પણ પરમ સુખને જલદી પ્રાપ્ત કરાવો.

## (૩૪) મૂળ સ્તુતિ

**स वज्रभृद्दस्युहा भीम उग्रः सहस्रचेताः शतनीथ ऋभ्वा ।**
**चम्रीषो न शवसा पाञ्चजन्यो मरुत्वान्नो भवत्विन्द्र ऊती ।।**

ऋ० १.७.१०.१२

**વ્યાખ્યાન** : હે દુષ્ટનાશક પરમાત્મન્ ! આપ **वज्रभूत्** અચ્છેદ્ય *(દુષ્ટોનો ઉચ્છેદ કરનાર)* અર્થાત્ દુષ્ટોથી છેદી ન શકાય એવા સામર્થ્યથી સર્વશિષ્ટના હિતકારક તથા દુષ્ટોના વિનાશક જે ન્યાયને ધારણ કરી રહ્યા છો. **प्राणो वै वज्र:** વગેરે શતપથનું પ્રમાણ છે. એટલા માટે જ **दस्युहा** દુષ્ટ પાપી લોકોનો નાશ કરનાર છો. **भीम:** આપની ન્યાય આજ્ઞાનો ભંગ કરનારને આપ ભયંકર ભય પમાડનાર છો. **सहस्रचेता:** આપ જ હજારો વિજ્ઞાનાદિ ગુણોથી યુક્ત છો. **शतनीथ:** સેંકડો અસંખ્યાત પદાર્થોની પ્રાપ્તિ કરાવનાર છો. **ऋभ्वा** અત્યંત વિજ્ઞાનાદિ પ્રકાશયુક્ત છો અને સર્વનો પ્રકાશ કરનાર છો તથા મહાન અથવા મહાબળવાન છો. **न: चम्रीष:** કોઈની ચમૂ *(સેના)*થી વશ થનાાર નથી. **शवसा पाञ्चजन्य:** સ્વબળથી આપ પાંચજન્ય *(પાંચ પ્રાણોના)* જન્મદાતા છો. **मरुत्वान्** સર્વ પ્રકારના વાયુઓના આધાર તથા ચલાવનાર છો. તે આપ **इन्द्र:** અમારી રક્ષા માટે પ્રવૃત્ત છો, જેથી અમારું કોઈપણ કાર્ય બગડે નહિ.

## (૩૫) મૂળ પ્રાર્થના

**सेमं न: काममापृण गोभिरश्वै: शतक्रतो ।**

**स्तवाम त्वा स्वाध्य: ।।**

ऋ० *૧.૧.૩૧.૯*

**વ્યાખ્યાન** : હે **शतक्रतो** અનંત ક્રિયા - કર્મોના ઈશ્વર ! આપ અસંખ્ય વિજ્ઞાનાદિ યજ્ઞોથી પ્રાપ્ત છો તથા અનંત ક્રિયાયુક્ત છો. **गोभिरश्वै:** ગાય, ઉત્તમ ઇન્દ્રિય, શ્રેષ્ઠ પશુ, સર્વોત્તમ અશ્વવિદ્યા *(વિજ્ઞાનાદિયુક્ત)* તથા અશ્વ અર્થાત્ શ્રેષ્ઠ ઘોડા વગેરે પશુઓ અને ચક્રવર્તી રાજ્યના ઐશ્વર્ય દ્વારા **सेमं न: काममापृण** અમારાં કામોને પરિપૂર્ણ કરો. ત્યાર પછી અમે પણ **स्तवाम त्वा स्वाध्य:** સુબુદ્ધિથી યુક્ત થઈને આપનું ઉત્તમ પ્રકારે સ્તવન *(સ્તુતિ)* કરીએ. અમારો દઢ નિશ્ચય છે કે આપના વિના અન્ય કોઈ, કોઈનું પણ કાર્ય પૂર્ણ કરી શકે તેમ નથી. આપને છોડીને જેઓ (કોઈ) અન્યનું ધ્યાન ધરે છે અથવા યાચના કરે છે, તેઓનાં સર્વ કાર્યો નષ્ટ થઈ જાય છે.

## (૩૬) મૂળ સ્તુતિ

**सोम गीर्भिष्ट्वा वयं वर्द्धयामो वचोविदः ।**

**सुमृळीको न आ विश ।।**

ऋ० १.६.२१.११

**વ્યાખ્યાન** : હે **सोम** સર્વ જગતના ઉત્પાદક ઈશ્વર ! આપને **वचोविदः** શાસ્ત્રને જાણનારા અમે લોકો સ્તુતિઓના સમૂહથી **वर्द्धयामः** સર્વોપરિ વિરાજમાન માનીએ છીએ. **सुमृळीकः नः आविश** કારણ કે આપ જ અમને સુંદર સુખ આપનાર છો. એટલે કૃપા કરીને આપ અમારામાં આવેશ કરો (અર્થાત્ અમે હૃદયમાં આપની અનુભૂતિ કરીએ). જેથી અમે લોકો અવિદ્યા અંધકારથી મુક્ત થઈને વિદ્યા-જ્ઞાનરૂપી સૂર્યને પ્રાપ્ત કરીને આનંદ પામીએ.

## (૩૭) મૂળ પ્રાર્થના

**सोम रारन्धि नो हृदि गावो न यवसेष्वा ।**

**मर्य इव स्व ओक्ये ।।**

ऋ० १.६.२१.१३

**વ્યાખ્યાન** : હે **सोम** સૌમ્ય ! સૌખ્યપ્રદ ઈશ્વર ! આપ કૃપા કરીને **रारन्धि, नः हृदि** અમારા હૃદયમાં યથાવત્ રમણ કરો. દૃષ્ટાંત – જેવી રીતે સૂર્યનાં કિરણો, વિદ્વાનોનાં મન તથા ગાય આદિ પશુઓ પોતપોતાના વિષયો અને ઘાસ આદિમાં રમણ[1] કરે છે અથવા જેવી રીતે **मर्यः इव स्वे ओक्ये** મનુષ્ય પોતાના ઘરમાં રમણ કરે છે, તેવી જ રીતે આપ સ્વપ્રકાશયુક્ત અમારા હૃદય *(આત્મા)*માં સદા રમણ કરો, જેથી અમને યથાર્થ સર્વ જ્ઞાન અને આનંદ થાય.

---

*૧. દૃષ્ટાંતનો એક દેશ રમણમાત્ર લેવો.*

## (૩૮) મૂળ સ્તુતિ

**गयस्फानो अमीवहा वसुवित्पुष्टिवर्धनः ।**
**सुमित्रः सोम नो भव ।।**

ऋ० ૧.૬.૨૧.૧૨

**વ્યાખ્યાન** : હે પરમાત્મના ભક્ત જીવો ! જે પરમેશ્વર આપણો ઇષ્ટ દેવ છે તે **गयस्फानः** પ્રજા, ધન, જનપદ – દેશ અને સુરાજ્યની વૃદ્ધિ કરનાર છે તથા **अमीवहा** શારીરિક, ઇન્દ્રિયજન્ય અને માનસિક રોગોનું હનન *(વિનાશ)* કરનાર છે. **वसुवित्** સર્વ પૃથ્વી આદિ વસુઓનો જાણનાર છે, અર્થાત્ સર્વજ્ઞ અને વિદ્યાદિ ધનનો દાતા છે. **पुष्टिवर्धनः** આપણાં શરીર, ઇન્દ્રિય, મન અને આત્માની પુષ્ટિની વૃદ્ધિ કરનાર છે. **सुमित्रः सोम नः भव** તે જ સુંદર યથાવત્ સર્વનો પરમ મિત્ર છે. એટલા માટે આપણે તેની પાસે એ જ માંગીએ કે, હે સોમ ! સર્વ જગત ઉત્પાદક ! આપ જ કૃપા કરીને અમારા સુમિત્ર બનો અને અમે પણ સર્વ જીવોના મિત્ર બનીએ તથા આપની સાથે પણ અત્યંત મિત્રતા રાખીએ.

## (૩૯) મૂળ પ્રાર્થના

**त्वं हि विश्वतोमुख विश्वतः परिभूरसि ।**
**अप नः शोशुचदघम् ।।**

ऋ० ૧.૭.૫.૬

**વ્યાખ્યાન** : હે અગ્ને પરમાત્મન્ ! **त्वं हि** આપ જ **विश्वतः परिभूरसि** સર્વ જગત, સર્વ સ્થાનમાં વ્યાપ્ત છો. તેથી આપ વિશ્વતોમુખ છો. હે સર્વતોમુખ અગ્ને ! આપ સ્વશક્તિથી સર્વ જીવોનાં હૃદયમાં નિત્ય જ સત્ય ઉપદેશ કરી રહ્યા છો, તે જ આપનું મુખ છે. હે કૃપાળુ ! **अप नः शोशुचदघम्** આપની ઇચ્છાથી અમારાં સર્વ પાપ નષ્ટ થઈ જાય, જેથી અમે લોકો નિષ્પાપ બનીને આપની ભક્તિ અને આજ્ઞા પાલનમાં નિત્ય તત્પર રહીએ.

## (૪૦) મૂળ સ્તુતિ

**तमीळत प्रथमं यज्ञसाधं विश आरीराहुतमृञ्जसानम् ।**
**ऊर्ज: पुत्रं भरतं सृप्रदानुं देवा अग्निं धारयन्द्रविणोदाम् ।।**

ऋ० १.७.३.३

**વ્યાખ્યાન** : હે મનુષ્યો ! **तमीळत** તે અગ્નિની સ્તુતિ કરો કે જે **प्रथमम्** સર્વ કાર્યોથી પૂર્વ વિદ્યમાન અને સર્વનું આદિ કારણ છે તથા **यज्ञसाधम्** સર્વ સંસાર અને વિજ્ઞાન આદિ યજ્ઞનો સાધક *(સિદ્ધ કરવાવાળો)*, સર્વનો જનક છે. હે **विश:** મનુષ્યો ! તેને જ સ્વામી માનીને **आरी:** પ્રાપ્ત કરો, જેને આપણે દીનતાથી (નમ્રતાથી) સ્મરણ કરીએ છીએ, જેને વિજ્ઞાન આદિ દ્વારા વિદ્વાનો સિદ્ધ કરે છે અને જાણે છે. **ऊर्ज: पुत्रं भरतम्** પૃથ્વી આદિ જગત રૂપ અન્નના પુત્ર અર્થાત્ પાલનકર્તા તથા 'ભરત' અર્થાત્ તે જ અન્નનું પોષણ અને ધારણ કરનાર છે. **सृप्रदानुम्** સર્વ જગતને ચાલવાની – ક્રિયા કરવાની શક્તિ આપનાર તથા જ્ઞાનના દાતા છે. તેને જ **देवा अग्निं धारयन् द्रविणोदाम्** દેવો *(વિદ્વાન લોકો)* 'અગ્નિ' કહે છે અને ધારણ કરે છે. તે જ સર્વ જગતને દ્રવિણ અર્થાત્ નિર્વાહના સર્વ અન્ન-જળાદિ અને વિદ્યાદિ પદાર્થો આપનાર છે. કોઈએ તે અગ્નિ પરમાત્માને છોડીને બીજા કોઈની ભક્તિ કે યાચના ક્યારેય ન કરવી જોઈએ.

## (૪૧) મૂળ પ્રાર્થના

**तमूतयो रणयञ्छूरसातौ तं क्षेमस्य क्षितय: कृण्वत त्राम् ।**
**स विश्वस्य वरुणस्येश एको मरुत्वान्नो भवत्विन्द्र ऊती ।।**

ऋ० १.७.९.७

**વ્યાખ્યાન** : હે મનુષ્યો ! **तमूतय:** તે જ ઇન્દ્ર પરમાત્માની પ્રાર્થના તથા શરણાગતિથી આપણને **ऊतय:** અનંત રક્ષણ અને બળ આદિ ગુણ પ્રાપ્ત

થશે. **શૂરસાતૌ** યુદ્ધમાં આપણને યથાવત્ **રણયન્** રમણ અને રણભૂમિમાં શૂરવીરોના ગુણોથી પરસ્પર પ્રીતિ વગેરે પ્રાપ્ત કરાવશે. **તં ક્ષેમસ્ય ક્ષિતય:** હે શૂરવીર મનુષ્યો ! તે (પરમાત્મા)ને જ ક્ષેમ કુશળતાના **ત્રામ્** રક્ષક **કૃણ્વત** બનાવો, જેથી આપણો કદી પણ પરાજય ન થાય. કારણ કે **સ: વિશ્વસ્ય** તે કરુણામય, સર્વ જગત પર કરુણા કરનાર **એક:** એક જ છે, અન્ય કોઈ નથી. તે પરમાત્મા **મરુત્વાન્** પ્રાણ, વાયુ, બળ, સેનાયુક્ત **ઊતી *(ઊતયે)*** આપણા લોકો પર કૃપા કરીને સમ્યક્ - સારી રીતે રક્ષક છે, જેની રક્ષાથી આપણો કદી પણ પરાજય થતો નથી.

## (૪૨) મૂળ સ્તુતિ

**स पूर्वया निविदा कव्यतायोरिमा: प्रजा अजनयन्मनूनाम् ।**
**विवस्वता चक्षसा द्यामपश्च देवा अग्निं धारयन्द्रविणोदाम् ।।**

ऋ० १.७.३.२

**વ્યાખ્યાન** : હે મનુષ્યો ! તે જ **પૂર્વયા નિવિદા** આદિ સનાતન, સત્યતા આદિ ગુણયુક્ત પરમાત્મા હતા. (તે સમયે) અન્ય કોઈ (કાર્ય) ન હતું. ત્યારે સૃષ્ટિની આદિમાં સ્વપ્રકાશ સ્વરૂપ એક ઈશ્વરે પ્રજાની ઉત્પત્તિ કરી. ઈક્ષણતા *(વિચાર)* કરતાં (અને) સર્વજ્ઞતા આદિ સામર્થ્યથી સત્યવિદ્યાયુક્ત વેદોની તથા **મનૂનાં** મનનશીલ મનુષ્યોની તથા પશુ, વૃક્ષાદિ **પ્રજા:** પ્રજાને **અજનયત્** ઉત્પન્ન કરી. (શા માટે ?) પરસ્પર મનુષ્ય અને પશુ આદિનો વ્યવહાર ચાલી શકે એટલા માટે. પરંતુ મનનશીલ મનુષ્યોને તો એ જ પરમાત્મા સ્તુતિ કરવા યોગ્ય છે. **વિવસ્વતા ચક્ષસા** સૂર્યાદિ તેજસ્વી પદાર્થોનો પ્રકાશ કરનાર, પોતાના બળ (શક્તિ)થી સ્વર્ગ *(સુખ વિશેષ)*, સર્વ લોકો **અપ:** અંતરિક્ષમાં (રહેલાં લોક-લોકાંતરો), પૃથ્વી વગેરે મધ્યમ લોક, નિકૃષ્ટ દુ:ખ વિશેષ નરક, દશ્યમાન સર્વ તારાઓ આદિ લોક-લોકાંતર રચ્યા છે. જે એવા સચ્ચિદાનંદ સ્વરૂપ પરમેશ્વર છે, તે જ **દ્રવિણોદામ્** વિજ્ઞાનાદિ ધન આપનારને **દેવા:** વિદ્વાનો અગ્નિ જાણે છે - માને છે. આપણે પણ તેનું જ ભજન (ઉપાસના) કરીએ.

## (૪૩) મૂળ પ્રાર્થના

**वयं जयेम त्वया युजा वृतमस्माकमंशमुदवा भरे भरे ।**
**अस्मभ्यमिन्द्र वरिव: सुगं कृधि प्र शत्रूणां मघवन्वृष्ण्या रुज ।।**

ऋ० ૧.૭.૧૪.૪

**व्याख्यान** : હે ઇન્દ્ર પરમાત્મન્ ! **त्वया युवा वयं जयेम** આપની સાથે રહીને આપની સહાયતાથી અમે દુષ્ટ શત્રુજનોને જીતીએ. કેવો છે તે શત્રુ ? કે **आवृतम्** તે અમારા બળથી – સેનાથી ઘેરાયેલો છે. હે મહારાજાધિરાજ ઈશ્વર ! **भरे भरे अस्माकमंशमुदवा** પ્રત્યેક યુદ્ધમાં અમારા અંશ *(બળ)* સેનાનું **उदव** ઉત્તમ રીતિથી આપ કૃપા કરીને રક્ષણ કરો, જેથી અમે કોઈપણ યુદ્ધમાં ક્ષીણ થઈને પરાજય ન પામીએ. પરંતુ જેમને આપની સહાયતા હોય તેઓનો સર્વત્ર વિજય જ થાય છે.

હે **इन्द्रमघवन्** મહાધનેશ્વર ! **शत्रूणां वृष्ण्या** અમારા શત્રુઓનાં વીર્ય, પરાક્રમ આદિને **प्ररुज** પ્રભગ્ન – રુગ્ણ કરીને (તોડી ફોડીને) નષ્ટ કરો. **अस्मभ्यं वरिव: सुगं कृधि** અમારા માટે ચક્રવર્તી રાજ્ય અને સામ્રાજ્યરૂપી ધનને **सुगम्** સુખેથી પ્રાપ્ત કરાવો, અર્થાત્ આપની કરુણાથી અમારાં રાજ્ય અને ધન સદા વૃદ્ધિને જ પ્રાપ્ત થાય.

## (૪૪) મૂળ સ્તુતિ

**यो विश्वस्य जगत: प्राणतस्पतिर्यो ब्रह्मणे प्रथमो गा अविन्दत् ।**
**इन्द्रो यो दस्यूँरधराँ अवातिरन्मरुत्वन्तं सख्याय हवामहे ।।**

ऋ० ૧.૭.૧૨.૫

**व्याख्यान** : હે મનુષ્યો ! જે સર્વ જગત *(સ્થાવર)* જડ – પ્રાણરહિતના અને **प्राणत:** ચેતન જગતના **पति:** અધિષ્ઠાતા અને પાલક છે તથા જે સર્વ જગતના પૂર્વે આદિમાં સદાથી વિદ્યમાન છે અને **ब्रह्मणे गा: अविन्दत्** જેણે એવો નિયમ બનાવ્યો છે કે પૃથ્વીનું રાજ અને તેનો લાભ બ્રહ્મ અર્થાત્ વિદ્વાનોને માટે

જ છે અને જે **इन्द्रः** પરમ ઐશ્વર્યવાન પરમાત્મા ડાકુઓ-લૂંટારાઓનું **अधरान्** પતન કરે છે તથા તેને મારી જ નાંખે છે. **मरुत्वन्तं सख्याय हवामहे** મિત્રો ! ભાઈઓ ! આવો આપણે સર્વે અત્યંત પ્રીતિપૂર્વક મળીને મરુત્વાન્ અર્થાત્ પરમ અનંત બળવાન ઇન્દ્ર પરમાત્માને મિત્ર થવા માટે પ્રાર્થનાથી અત્યંત ગદ્‌ગદિત થઈને બોલાવીએ. તે શીઘ્ર કૃપા કરીને આપણી સાથે સખિત્વ *(પરમ મિત્રતા)* કરશે. એમાં જરા પણ સંદેહ નથી.

## (૪૫) મૂળ પ્રાર્થના

**मृळा नो रुद्रोत नो मयस्कृधि क्षयद्वीराय नमसा विधेम ते ।**
**यच्छं च योश्च मनुरायेजे पिता तदश्याम तव रुद्र प्रणीतिषु ।।**

ऋ० १.८.५.२

**વ્યાખ્યાન :** હે દુષ્ટોને રડાવનાર રુદ્રેશ્વર ! અમને **मृळ** સુખી કરો તથા **मयस्कृधि** અમને મય અર્થાત્ અત્યંત સુખ પ્રાપ્ત કરાવો. **क्षयद्वीराय नमसा विधेम ते** શત્રુઓના વીરોનો ક્ષય કરનારા ! અત્યંત નમસ્કારાદિથી આપની સેવા કરનારા - અમારા લોકોનું સારી રીતે રક્ષણ કરો. **यच्छम्** હે રુદ્ર ! આપ અમારા પિતા *(જનક)* અને પાલક છો. અમારી સર્વ પ્રજાઓને સુખી કરો. **योश्च** પ્રજાના રોગોનો પણ નાશ કરો. જેવી રીતે **मनुः** માન્યકારક પિતા **आयेजे** પોતાનાં સંતાનોને સન્માર્ગગામી બનાવીને અનેક રીતે લાડ લડાવે છે, તેવી રીતે આપ અમારું પાલન કરો. હે રુદ્ર ભગવન્ ! **तव प्रणीतिषु** આપની આજ્ઞાનો પ્રણય (કરીએ) અર્થાત્ ઉત્તમ ન્યાયયુક્ત નીતિઓમાં પ્રવૃત્ત રહીએ (નીતિઓ અનુસાર ચાલીએ) અને **तदश्याम** આપના અનુગ્રહથી વીરોનું ચક્રવર્તી રાજ્ય પ્રાપ્ત કરીએ.

## (૪૬) મૂળ સ્તુતિ

**देवो न यः पृथिवीं विश्वधाया उपक्षेति हितमित्रो न राजा ।**
**पुरः सदः शर्मसदो न वीरा अनवद्या पतिजुष्टेव नारी ।।**

ऋ० १.५.१९.३

**વ્યાખ્યાન** : હે પ્રિયબંધુ વિદ્વાનો ! **देवो न** ઈશ્વર સૂર્યની સમાન સર્વ જગતની બહાર અને અંદર પ્રકાશ કરી રહેલ છે. **य: पृथिवीम्** જે પૃથ્વી આદિ જગતની રચના કરીને ધારણ કરી રહેલ છે અને **विश्वधाया: उपक्षेति** વિશ્વને ધારણ કરવાની શક્તિને પણ આશ્રય આપીને ધારણ કરી રહેલ છે તથા સર્વ જગતનો પરમ મિત્ર અર્થાત્ **हितमित्रो न राजा** જેમ પ્રિય મિત્રોવાળો રાજા પોતાની પ્રજાનું સારી રીતે પાલન કરે છે, તેમ જ આપણા બધાંનું પાલન કરનાર તે એક જ છે, બીજો કોઈ જ નથી. **पुर: सद: शर्मसद: न वीरा:** જે મનુષ્ય ઈશ્વરના પુરઃસદ *(ઈશ્વર-અભિમુખ જ છે)* તે જ શર્મસદઃ અર્થાત્ સુખમાં સદા સ્થિર રહે છે. અથવા જેમ **न वीरा:** પુત્ર પોતાના પિતાના ઘરમાં આનંદપૂર્વક રહે છે, તેવી જ રીતે જે પરમાત્માના ભકત છે અને જે મનુષ્યો અનન્યચિત્ત બનીને નિરાકાર, સર્વત્ર વ્યાપક ઈશ્વરની સત્ય શ્રદ્ધાથી ભક્તિ કરે છે, તેઓ સદા સુખી રહે છે. જેમ કે **अनवद्या पतिजुष्टेव नारी** અત્યંત ઉત્તમ ગુણયુકત પતિની સેવામાં પતિવ્રતા નારી *(સ્ત્રી)* રાત-દિવસ, તન-મન-ધન અને અતિ પ્રેમથી અનુકૂળ રહે છે. તેમ ભાઈઓ ! આવો પ્રેમયુકત પ્રીતિથી ઈશ્વરની ભક્તિ કરીએ અને આપણે બધાં મળીને પરમાત્મા પાસેથી પરમ સુખનો લાભ ઉઠાવીએ.

### (૪૭) મૂળ પ્રાર્થના

**सा मा सत्योक्ति: परि पातु विश्वतो द्यावा च यत्र ततनन्नहानि च ।**
**विश्वमन्यन्नि विशते यदेजति विश्वाहापो विश्वाहोदेति सूर्य: ।।**

ऋ० ७.८.१२.२

**વ્યાખ્યાન** : હે સર્વના અભિરક્ષક ઈશ્વર ! **सा मा सत्योक्ति:** આપની સત્ય આજ્ઞા કે જેનું અમે પાલન કરીએ છીએ, તે **विश्वत: परिपातु न:** અમને સમસ્ત સંસારથી બધી જ રીતે પાલન કરે અને સર્વ દુષ્ટ કર્મોથી અમને સદા પૃથક્ (દૂર) રાખે કે જેથી અમને કોઈપણ સમયે અધર્મ કરવાની ઇચ્છા પણ ઉત્પન્ન ન થાય, **द्यावा च** અને દિવ્ય સુખથી સદા યુક્ત કરીને અમારી સારી રીતે રક્ષા કરે. **यत्र** જે દિવ્ય સૃષ્ટિમાં **अहानि** સૂર્ય આદિને દિવસ વગેરે થવાના નિમિત્ત રૂપ

**ततनम्** આપે જ વિસ્તારેલ છે, ત્યાં પણ (એ સૃષ્ટિમાં) અમારું સર્વ પ્રકારના ઉપદ્રવોથી રક્ષણ કરો. **विश्वमन्यत्** આપથી અન્ય *(ભિન્ન)* વિશ્વ અર્થાત્ સર્વ જગત જે સમયે આપના સામર્થ્યથી *(પ્રલયમાં)* **नि विशते** પ્રવેશ કરે છે *(સર્વ કાર્ય કારણાત્મક બને છે)* તે સમયમાં પણ આપ અમારી રક્ષા કરો. **यदेजति** જે સમયે આ જગત આપના સામર્થ્યથી ચલિત (ગતિમાન) થઈને ઉત્પન્ન થાય છે (કારણરૂપથી કાર્યરૂપમાં આવે છે), તે સમયે પણ આપ અમારી સર્વ પીડાઓથી રક્ષા કરો. **विश्वाहापो विश्वाहा** જે કોઈ વિશ્વના હન્તા *(દુઃખ આપનાર)* છે તેનો આપ નાશ કરો, કારણ કે આપના સામર્થ્યથી સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાય છે. આપની સામે કોઈ રાક્ષસ *(દુષ્ટજન)* શું કરી શકે તેમ છે ? કારણ કે આપ સર્વ જગતમાં ઉદિત *(પ્રકાશમાન)* થઈ રહ્યા છો. કૃપા કરીને અમારા હૃદયમાં સૂર્ય સમાન પ્રકાશિત થાઓ કે જેથી અમારા અવિદ્યારૂપી અંધકારનો સર્વનાશ થઈ જાય.

### (૪૮) મૂળ સ્તુતિ

## देवो देवानामसि मित्रो अद्‌भुतो वसुर्वसूनामसि चारुरध्वरे ।
## शर्मन्त्स्याम तव सप्रथस्तमेऽग्ने सख्ये मा रिषामा वयं तव ।।

ऋ० १.६.३२.१३

**વ્યાખ્યાન :** હે મનુષ્યો ! તે પરમાત્મા કેવા છે કે જેની આપણે સ્તુતિ કરીએ ? હે અગ્નિ પરમેશ્વર ! આપ **देव: देवानामसि** દેવો *(પરમ વિદ્વાનો)*ના પણ દેવ *(પરમ વિદ્વાન)* છો તથા તેઓ (વિદ્વાનો)ને પરમ આનંદ આપનાર છો તથા **अद्‌भुत:** અત્યંત આશ્ચર્યરૂપ મિત્ર, સર્વ સુખકારક સર્વના સખા છો. **वसु०** પૃથ્વી વગેરે વસુઓને પણ વાસ કરાવનાર છો તથા **अध्वरे** જ્ઞાન આદિ યજ્ઞમાં **चारु:** અત્યંત શોભાયમાન અને શોભા આપનાર છો.

હે પરમાત્મન્ ! **सप्रथस्तमे सख्ये शर्मणि तव** આપના અતિ વિસ્તાર પામેલા, આનંદ સ્વરૂપ સખા (મિત્રો)નાં કાર્યોમાં અમે સદા સ્થિર રહીએ, કે જેથી અમને કદી પણ દુઃખ પ્રાપ્ત ન થાય અને આપના અનુગ્રહ (દયા)થી અમે પરસ્પર અપ્રીતિયુક્ત કદી પણ ન બનીએ.

## (૪૯) મૂળ પ્રાર્થના

**मा नो वधीरिन्द्र मा परा दा मा नः प्रिया भोजनानि प्र मोषीः ।**
**आण्डा मा नो मघवञ्छक्र निर्भेन्मा नः पात्रा भेत्सहजानुषाणि ।।**

ઋ૦ ૧.૭.૧૯.૮

**વ્યાખ્યાન** : હે ઇન્દ્ર પરમ ઐશ્વર્યયુક્ત ઈશ્વર ! **मा नो वधीः** અમારો વધ ન કરો, અર્થાત્ અમને આપનાથી અલગ ન પાડો. **मा परा दाः** આપ અમારાથી કદી પણ જુદા ન થાઓ. **मा नः प्रिया०** અમારા પ્રિય ભોગોની ચોરી ન કરો અને ચોરી ન કરાવો (અર્થાત્ તેનાથી અમને પૃથક્ ન કરો). **आण्डा मा०** અમારા ગર્ભોનો નાશ ન કરો. હે **मघवन्** સર્વશક્તિમાન, **शक्र** સમર્થ અમારા પુત્રોનું વિદારણ (નાશ) ન કરો. **मा नः पात्रा** અમારાં ભોજન આદિનાં સુવર્ણ વગેરે પાત્રોને અમારાથી દૂર ન કરો. **सहजानुषाणि** અમારા જે સહજ અનુષક્ત (અનુરાગી) સ્વભાવને અનુકૂળ મિત્રો છે તેઓનો આપ નાશ ન કરો. અર્થાત્ કૃપા કરીને પૂર્વોક્ત સર્વ પદાર્થોની યોગ્ય રીતે રક્ષા કરો.

## (૫૦-૫૧) મૂળ પ્રાર્થના

**मा नो महान्तमुत मा नो अर्भकं मा न उक्षन्तमुत मा न उक्षितम् ।**
**मा नो वधीः पितरं मोत मातरं मा नः प्रियास्तन्वो रुद्र रीरिषः ।।**

**मा नस्तोके तनये मा न आयौ मा नो गोषु मा नो अश्वेषु रीरिषः ।**
**वीरान्मा नो रुद्र भामितो वधीर्हविष्मन्तः सदमित्त्वा हवामहे ।।**

ઋ૦ ૧.૮.૬.૭,૮

**વ્યાખ્યાન** : હે **रुद्र** દુષ્ટ વિનાશક ઈશ્વર ! આપ અમારા પર કૃપા કરો. **मा नो व०** અમારા જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ પિતાને નષ્ટ કરશો નહિ તથા **मा नो अर्भकम्** નાનાં બાળકો અને **उक्षन्तम्** વીર્ય સેચનમાં સમર્થ એવા યુવાનોને તથા ગર્ભમાં જે વીર્ય સેચન કરેલ છે તેનો (ગર્ભનો) વિનાશ કરશો નહિ તથા અમારાં પિતા, માતા અને પ્રિય તનુઓ *(શરીરો)*નો **मा रीरिषः** નાશ કરશો નહિ.

**मा नः तोके** નાનાં, વચલાં અને મોટાં એવાં સંતાનો, **आयौ** અમારી આયુ, **गोषु** ગાય આદિ પશુઓ, **अश्वेषु** ઘોડા વગેરે શ્રેષ્ઠ વાહન તથા અમારી સેનાના શૂરવીરો પર તથા **हविष्मन्तः** યજ્ઞ કરનારાઓ પર **भामितः** ક્રોધિત અને **मा रीरिषः** રોષયુક્ત કદી પણ ન થાઓ. અમે આપને **सदमित्त्वा हवामहे** (સદા) સર્વદા જ આહ્‌વાન કરીએ છીએ, હે ભગવન્ રુદ્ર પરમાત્મન્ ! આપની પાસે એટલી જ પ્રાર્થના છે કે અમારી, અમારા સંતાનોની અને અમારા ધન-ઐશ્વર્યની રક્ષા કરો.

### (૫૨-૫૩) મૂળ પ્રાર્થના

**उद्गातेव शकुने साम गायसि ब्रह्मपुत्रइव सवनेषु शंससि ।**
**वृषेव वाजी शिशुमतीरपीत्या सर्वतो नः शकुने भद्रमा वद**
**विश्वतो नः शकुने पुण्यमा वद ।।**

**आवदंस्त्वं शकुने भद्रमा वद तूष्णीमासीनः सुमतिं चिकिद्धि नः ।**
**यदुत्पतन्वदसि कर्करिर्यथा बृहद्वदेम विदथे सुवीराः ।।**

ऋ० २.८.१२.२,३

**व्याख्यान** : હે **शकुने** સર્વશક્તિમાન ઈશ્વર ! આપ સામવેદનું સદા ગાન કરો છો (ગાનવિદ્યાયુક્ત સામવેદ આદિ વેદોના પ્રકાશક છો), તેવી જ રીતે અમારા હૃદયમાં સર્વ વિદ્યાઓનું ગાન પ્રકાશિત કરો. જેવી રીતે યજ્ઞમાં મહાપંડિત સામગાન કરે છે, તેવી જ રીતે આપ પણ અમારી અંદર સામાદિ વિદ્યાનો પ્રકાશ કરો. **ब्रह्मपुत्र इव सवनेषु** આપ કૃપાવર્ધક સવન *(પદાર્થ વિદ્યાઓ)*ની **शंससि** પ્રશંસા કરો છો તેમ અમને પણ યથાવત્ પ્રશંસિત કરો. જેમ **ब्रह्मपुत्र इव** વેદોના વેત્તા (જાણનાર) વિજ્ઞાનપૂર્વક સર્વ પદાર્થોની પ્રશંસા કરે છે તેમ આપ પણ અમારા પર કૃપા કરો. આપ **वृषेव वाजी** સર્વશક્તિમાન, અન્નાદિ પદાર્થોના દાતા, મહા બળવાન તથા વેગવાન હોવાથી 'વાજી' છો. જેવી રીતે ઉત્તમ ગુણ અને ઉત્તમ પદાર્થોની વૃષભ (મેઘ)ની સમાન વૃષ્ટિ કરનાર છો તેવી રીતે અમારા પર તેની વૃષ્ટિ કરો. **शिशुमतीः** અમે લોકો આપની કૃપાથી ઉત્તમ શિશુ *(સંતાનાદિ)*ને **अपीत्य** પ્રાપ્ત કરીને આપનું જ સ્મરણ-ઉપાસના કરીએ. **आ सर्वतो नः शकुने**

હે શકુને ! સર્વ સામર્થ્યવાન ઈશ્વર ! સર્વ સ્થળે અમારા માટે **भद्रम्** કલ્યાણને **आ वद** સારી રીતે કહો અર્થાત્ કલ્યાણની આજ્ઞા અને કથન કરો, જેથી અકલ્યાણની વાતો પણ અમે કદી સાંભળીએ નહિ. **विश्वतो नः** હે સર્વને સુખ આપનાર ઈશ્વર ! સર્વ જગતમાં **पुण्यम्** ધર્માત્માનાં (ધાર્મિક) કર્મ કરવાનો **आ वद** ઉપદેશ કરો, જેથી કોઈ મનુષ્ય અધર્મ કરવાની ઇચ્છા પણ ન કરે અને સર્વ સ્થળે સત્યધર્મની જ પ્રવૃત્તિ થાય.

**आवदँस्त्वं** હે શકુને જગદીશ્વર ! આપ સર્વ **भद्रम्** કલ્યાણમાં પણ મહા કલ્યાણ અર્થાત્ વ્યાવહારિક સુખથી ઉપર વધીને મોક્ષ સુખનો નિરંતર ઉપદેશ આપો. **तूष्णीमासीनः सु०** હે અન્તર્યામિન્ ! અમારા હૃદયમાં સદા સ્થિર રહો અને મૌનપૂર્વક **सुमतिम्** સર્વોત્તમ જ્ઞાન આપો. **चिकिद्धि नः** કૃપા કરીને અમને જ આપના રહેવા માટે ઘર બનાવો (અર્થાત્ અમે આપને અમારામાં વ્યાપક - વિદ્યમાન અનુભવ કરીએ) અને આપની પરમ વિદ્યાને અમે પ્રાપ્ત કરીએ. **यदुत्पतन्वद०** ઉત્તમ વ્યવહારમાં પહોંચાડતો આપનો **यथा** જે પ્રકારે **कर्करिर्वदसि** કર્તવ્ય કર્મ અને ધર્મને જ અત્યંત પુરુષાર્થથી કરો, અકર્તવ્ય અને દુષ્ટ કર્મો કદી ન કરો - એવો ઉપદેશ આપનો છે કે પુરુષાર્થ અર્થાત્ યથાયોગ્ય ઉદ્યમનો કોઈએ કદી ત્યાગ કરવો નહિ. જેવી રીતે **बृहद्वदेम विदथे** વિજ્ઞાનાદિ યજ્ઞ અથવા ધર્મયુક્ત યુદ્ધોમાં **सुवीराः** અત્યંત શૂરવીર બનીને (હોવા છતાં) બૃહત્*(સર્વથી મહાન)* એવા આપ પરબ્રહ્મની **वदेम** સ્તુતિ, આપનો ઉપદેશ, આપની પ્રાર્થના તથા ઉપાસના કરીએ અને આપનું આ મહાન અખંડ સામ્રાજ્ય અને સર્વ મનુષ્યોનું હિત સર્વદા કહીએ અને સાંભળીએ તેમ જ આપના અનુગ્રહથી (કૃપાથી) પરમાનંદને ભોગવીએ.

**ओम् महाराजाधिराजाय परमात्मने नमो नमः ॥**

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्याणां महाविदुषां**
**श्रीयुतविरजानन्दसरस्वतीस्वामिनां शिष्येण**
**दयानन्दसरस्वतीस्वामिना विरचित**
**आर्याभिविनये प्रथमः प्रकाशः**
**पूर्त्तिमागमत् ।**

**समाप्तोऽयं प्रथमः प्रकाशः ॥**

॥ ओ३म् ॥

तत्सत्परमात्मने नमः

# अथ द्वितीयः प्रकाशः

**ओ३म् सह नाववतु सह नौ भुनक्तु ।**
**सह वीर्य्यं करवावहै ।**
**तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ।**
**ओ३म् शान्तिः शान्तिः शान्तिः ।।**

तैत्तिरीयारण्यके ब्रह्मानन्दवल्ली प्रपा० १० । प्रथमानुवाकः ।।

**व्याख्यान** : હે સહનશીલ ઈશ્વર ! આપ (અમારા રક્ષક છો) અને અમે લોકો પરસ્પર પ્રસન્નતાથી રક્ષક બનીએ. આપની કૃપાથી અમે હંમેશાં આપની સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના કરીએ તથા આપને જ પિતા, માતા, બંધુ, રાજા, સ્વામી, સહાયક, સુખ આપનાર, સુહૃદ (મિત્ર) અને પરમ ગુરુ વગેરે જાણીએ. ક્ષણભર પણ આપને ભૂલીએ નહિ. આપની કૃપાથી અમે સર્વે પરસ્પર પ્રીતિયુક્ત, રક્ષક, સહાયક અને પરમ પુરુષાર્થી બનીએ. એક બીજાનું દુઃખ ન જોઈ શકીએ (પરસ્પરના દુઃખમાં સહાયક બનીએ). સ્વદેશમાં રહેનારા મનુષ્યોને પરસ્પર વેરરહિત, અત્યંત પ્રેમાળ અને પાખંડરહિત કરીએ.

**सह नौ भुनक्तु** આપ (અમને પરમ આનંદના ભોક્તા બનાવો) અને અમે પરસ્પર પરમાનંદ ભોગવીએ. અમે લોકો અરસપરસ હિતકામનાપૂર્વક આનંદ ભોગવીએ. આપ અમને આપના પરમ આનંદના ભાગીદાર બનાવો. તે આનંદથી અમને એક ક્ષણ પણ જુદા ન રાખો.

**सह वीर्य्यं करवावहै** આપની સહાયતાથી પરમ વીર્ય કે જે સત્યવિદ્યા છે, તેને (અમે) પરસ્પર પરમ પુરુષાર્થ દ્વારા પ્રાપ્ત કરીએ.

**तेजस्विनावधीतमस्तु** હે અનંત વિદ્યામય ભગવન્ ! આપની કૃપાદષ્ટિથી અમારું પઠન-પાઠન પરમ વિદ્યાયુક્ત બને અને સંસારમાં સર્વથી અધિક પ્રકાશિત બને. વળી એક-બીજા સાથે પ્રીતિપૂર્વક પરમ વીર્ય-પરાક્રમથી કંટકરહિત ચક્રવર્તી રાજ્ય ભોગવીએ. અમારામાં સર્વ નીતિમાન અને સજ્જન પુરુષ બને અને આપ અમારા પર અત્યંત કૃપા કરો કે જેથી અમે લોકો અનેક પ્રકારનાં પાખંડ, અસત્ય અને વેદવિરુદ્ધ મતોનો જલદી ત્યાગ કરી એક સત્ય સનાતન મતવાળા બનીએ, જેથી કરીને સમસ્ત વૈરભાવનું મૂળ જે પાખંડમત છે, તે સર્વનો તત્કાળ પ્રલય (નાશ) થાય.

**मा विद्विषावहै** હે જગદીશ્વર ! આપના સામર્થ્યથી અમારામાં પરસ્પર વિદ્વેષ (વિરોધ) અર્થાત્ અપ્રીતિ ન રહે, જેથી અમે લોકો કદી પણ એકબીજા પ્રત્યે વિદ્વેષ (અને વિરોધ) ન કરીએ. પરંતુ અમે સર્વે તન, મન, ધન અને વિદ્યાનો પરસ્પર સર્વનાં સુખ અને ઉપકારમાં પરમ પ્રીતિપૂર્વક ઉપયોગ કરીએ.

**ओ३म् शान्तिः शान्तिः शान्तिः** હે ભગવન્ ! જગતમાં ત્રણ પ્રકારના સંતાપ (દુઃખ) છે : (૧) આધ્યાત્મિક - જે *(શારીરિક)* તાવ વગેરે રોગોની પીડાથી થાય છે, (૨) આધિભૌતિક - જે શત્રુ, સર્પ, વાઘ અને ચોર વગેરેથી થાય છે, અને (૩) આધિદૈવિક - જે મન, ઇન્દ્રિય (આદિના વિકારો), અગ્નિ, વાયુ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, અતિઠંડી અને અતિ ગરમી વગેરેથી થાય છે. હે કૃપાસાગર! આપ એ ત્રણે તાપોથી અમને તત્કાળ નિવૃત્ત કરો (છોડાવો) કે જેથી અમે અત્યંત આનંદમાં રહીએ અને નિત્ય આપની અખંડ ઉપાસનામાં રહીએ.

હે વિશ્વના ગુરુ ! મને અસત્ *(મિથ્યા)* અને અનિત્ય (નાશવાન) પદાર્થોથી તથા અસત્ કાર્યથી છોડાવીને સત્ય તથા નિત્ય (અવિનાશી) પદાર્થો અને શ્રેષ્ઠ વ્યવહારમાં સ્થિર કરો.

હે જગતના મંગલકારી ઈશ્વર ! ***(सर्वदु:खेभ्यो मोचयित्वा सर्वसुखानि प्रापय)*** મને સર્વ પ્રકારનાં દુઃખોથી છોડાવીને સર્વ સુખોને પ્રાપ્ત કરાવો.

***(हे प्रजापते ! सुप्रजया पशुभिर्ब्रह्मवर्चसेन परमैश्वर्येण संयोजय)*** હે પ્રજાપતિ ! મને પુત્રાદિ સારી પ્રજા (સુસંતાન), હાથી, ઘોડા, ગાય વગેરે ઉત્તમ પશુ, સર્વોત્કૃષ્ટ વિદ્યા અને ચક્રવર્તી રાજ્ય વગેરે પરમ ઐશ્વર્ય કે જે સ્થિર પરમસુખ

આપનાર છે, તેને જલદી પ્રાપ્ત કરાવો.

હે પરમ વૈદ્ય ! ***(सर्वरोगात्पृथक्कृत्य नैरोग्यंदेहि)*** મને સર્વથા સર્વ રોગોથી બચાવીને પરમ સ્વાસ્થ્ય આપો.

*(હે સર્વાન્તર્યામિન્ સદુપદેશક, શુદ્ધિપ્રદ !* ***मनसा वाचा कर्मणा अज्ञानेन प्रमादेन वा यद्यत्पापं कृतं मया तत्तत्सर्वं कृपया क्षमस्व, ज्ञानपूर्वक पापकरणान्निवर्तयतु माम्)*** મન, વાણી અને કર્મથી અજ્ઞાન (અજાણતા) અથવા પ્રમાદના કારણે જે કંઈ પાપ કર્યું હોય અથવા થવાનું હોય, તે મારાં સર્વ પાપોને ક્ષમા કરો (યથાયોગ્ય ન્યાય આપો) અને જ્ઞાનપૂર્વક (જાણી જોઈને) પાપ કરવાથી પણ મને રોકો (બચાવો) કે જેથી હું પવિત્ર બનીને આપની સેવામાં સ્થિર બનું.

*(હે ન્યાયાધીશ !* ***कुकामकुलोभकुमोह भयशोकालस्येर्ष्याद्वेष प्रमाद विषयतृष्णानैष्ठुर्याभिमानदुष्टभावाविद्याभ्यो निवारय, एतेभ्यो विरुद्धेषूत्तमेषु गुणेषु संस्थापय माम्)*** હે ઈશ્વર ! આપ કૃપા કરીને કુકામ, કુલોભ આદિ પૂર્વોક્ત (કુમોહ, ભય, આળસ, ઈર્ષા, દ્વેષ, પ્રમાદ, વિષયોમાં તૃષ્ણા, નિષ્ઠુરતા, અભિમાન, દુષ્ટભાવ અને અવિદ્યા વગેરે) દુષ્ટ દોષોને આપની કૃપાથી છોડાવીને મને શ્રેષ્ઠ કાર્યોમાં સારી રીતે સ્થિર કરો. હું અત્યંત દીન ભાવે એટલું જ માગું છું કે હું આપથી (ભિન્ન) તથા આપની આજ્ઞાથી વિરુદ્ધ પદાર્થોમાં કદી પણ પ્રીતિ ન કરું.

હે પ્રાણપતે, પ્રાણપ્રિય, પ્રાણપિતઃ, પ્રાણાધાર, પ્રાણજીવન, સ્વરાજ્યને આપનારા ! આપ જ મારા પ્રાણપતિ વગેરે છો. આપના વિના અન્ય કોઈ મારો સહાયક નથી.

હે મહારાજાધિરાજ ! જેવું આપનું સત્ય, ન્યાયયુક્ત અખંડિત રાજ્ય છે, તેવું આપના તરફથી અમારું પણ ન્યાયયુક્ત રાજ્ય સ્થિર થાઓ. આપના કૃપાકટાક્ષથી અમને આપના રાજ્યના અધિકારી, કિંકર (ચાકર કે સેવક) જલદી બનાવો.

હે ન્યાયપ્રિય ! અમને પણ યોગ્ય રીતે ન્યાયપ્રિય બનાવો. હે ધર્માધીશ! અમને ધર્મમાં સ્થિર રાખો. હે કરુણામય પિતા ! જેમ માતા અને પિતા પોતાનાં સંતાનોનું પાલન કરે છે, તેમ જ આપ અમારું પાલન કરો.

## (૨) મૂળ સ્તુતિ

**स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरम् शुद्धमपापविद्धम् ।**
**कविर्मनीषी परिभू: स्वयम्भूर्याथातथ्यतोऽर्थान्**
**व्यदधाच्छाश्वतीभ्य: समाभ्य: ।।**

यजुर्वेद० अध्याय ४०, मंत्र ८

**व्याख्यान : स पर्यगात्** તે પરમાત્મા આકાશની સમાન સર્વ સ્થળે પરિપૂર્ણ *(વ્યાપક)* છે. **शुक्रम्** સર્વ જગતનો સર્જનહાર પણ તે જ છે. **अकायम्** તે કદી પણ શરીર *(અવતાર)* ધારણ કરતો નથી; કારણ કે તે અખંડ, અનંત અને નિર્વિકાર હોવાથી કદી પણ દેહ ધારણ કરતો નથી. તેનાથી અધિક (મોટો અથવા વધારે) કોઈ પણ પદાર્થ નથી. એટલે ઈશ્વરનું શરીર ધારણ કરવું કદી પણ બનવું સંભવી શકતું નથી. **अव्रणम्** તે અખંડ, એકરસ, છેદી ન શકાય, ભેદી ન શકાય, કંપરહિત અને અચળ છે. એટલા માટે અંશાંશિભાવ પણ તેમાં નથી (જીવ ઈશ્વરનો અંશ છે અને ઈશ્વર અંશી છે, એ સંભવ નથી). કારણ કે તેમાં કોઈપણ પ્રકારથી છિદ્ર થઈ શકતું નથી. **अस्नाविरम्** નાડી વગેરેનો પ્રતિબંધ *(નિગ્રહ)* પણ તેને થઈ શકતો નથી. અતિ સૂક્ષ્મ હોવાથી ઈશ્વરને કોઈ આવરણ (પડદો) હોઈ શકતો જ નથી. **शुद्धम्** તે પરમાત્મા હંમેશાં નિર્મળ, અવિદ્યાદિ, જન્મ, મરણ, હર્ષ, શોક, ક્ષુધા અને તૃષાદિ દોષ-ઉપાધિઓથી રહિત છે. એવા શુદ્ધ (પરમાત્મા)ની ઉપાસના કરનાર (જીવાત્મા) શુદ્ધ જ રહે છે અને મલિનનો ઉપાસક મલિન જ રહે છે. **अपापविद्धम्** પરમાત્મા કદી પણ અન્યાય કરતો નથી, કારણ કે તે હંમેશાં ન્યાયકારી છે. **कवि:** ત્રિકાલનું જ્ઞાન ધરાવનાર *(બધું જાણનાર)* મહાવિદ્વાન કે જેની વિદ્યાનો અંત કોઈપણ પામી શકતું નથી. **मनीषी** સર્વ જીવોનાં મન *(વિજ્ઞાન)*નો સાક્ષી તથા સર્વનાં મનનું દમન કરનાર છે. **परिभू:** સર્વ દિશા અને સર્વ સ્થાનોમાં પરિપૂર્ણ (વ્યાપક) થઈ રહેલ છે. સર્વની ઉપર વિરાજમાન છે. **स्वयंभू:** જેનું આદિ કારણ માતા, પિતા, ઉત્પાદક કોઈ નથી, પરંતુ તે જ સર્વનું આદિ કારણ (અર્થાત્ સૃષ્ટિનું નિમિત્ત કારણ) છે. **याथातथ्यतोर्थान्व्यदधाच्छाश्वतीभ्य: समाभ्य:** તે ઈશ્વરે પોતાની પ્રજાને યથાવત્ સત્ય, સત્યવિદ્યા જે ચાર વેદ છે

તેનો સર્વ મનુષ્યોના પરમહિત માટે ઉપદેશ કર્યો છે. તે આપણા દયામય પિતા પરમેશ્વરે મહાન કૃપા કરીને અવિદ્યારૂપી અંધકારનો નાશ કરનાર, વેદવિદ્યારૂપી સૂર્ય પ્રકાશિત કર્યો છે. એ અવશ્ય માનવું જોઈએ કે સર્વનું આદિ (મૂળ) કારણ પરમાત્મા છે અને વિદ્યા-પુસ્તક (જ્ઞાન)નું આદિ કારણ પણ ઈશ્વરને જ નિશ્ચિતરૂપે માનવા જોઈએ. વિદ્યાનો ઉપદેશ ઈશ્વરે પોતાની કૃપાથી આપ્યો છે, કારણ કે આપણા માટે તેણે સર્વ પદાર્થોનું દાન આપેલ છે તો વિદ્યાદાન કેમ ન આપે ? પરમાત્માએ જ સર્વોત્કૃષ્ટ વિદ્યા સાથે પદાર્થોનું દાન અવશ્ય આપેલ છે. સંસારમાં વેદ સિવાય બીજું કોઈ પુસ્તક ઈશ્વરોક્ત નથી. જેમ ઈશ્વર પૂર્ણ વિદ્યાવાન અને ન્યાયકારી છે, તેવું જ વેદ પુસ્તક પણ છે. બીજું કોઈ પુસ્તક ઈશ્વરકૃત, વેદ સમાન અથવા તેનાથી ઉત્તમ નથી. આ વિષયનો વધારે વિચાર મારા રચેલા 'સત્યાર્થપ્રકાશ' ગ્રંથમાં જોઈ લેશો.

### (૩) મૂળ પ્રાર્થના

**दृते दृꣳह मा मित्रस्य मा चक्षुषा सर्वणि भूतानि समीक्षन्ताम् ।**
**मित्रस्याहं चक्षुषा सर्वाणि भूतानि समीक्षे ।**
**मित्रस्य चक्षुषा समीक्षामहे ।।**

यजु० ३६.१८

**વ્યાખ્યાન** : હે અનંત બળવાન મહાવીર ઈશ્વર ! **दृते** હે દુષ્ટ સ્વભાવનો નાશ કરનાર ! મને વિદીર્ણ કર્મ અર્થાત્ વિજ્ઞાન આદિ શુભ ગુણોનો નાશ કરનાર ન બનાવો, પરંતુ તેનાથી મારા આત્માદિને પૃથક્ (દૂર) રાખો; તેમ જ આપની કૃપા અને સામર્થ્યથી વિદ્યા, સત્ય, ધર્મ વગેરે શુભ ગુણોમાં હંમેશાં સ્થિત કરો. **दृꣳ मा** હે પરમ ઐશ્વર્યવાન ભગવન્ ! મને ધર્મ, અર્થ, કામ અને મોક્ષાદિ તથા વિદ્યા-વિજ્ઞાનાદિનું દાન કરીને મારી અત્યંત ઉન્નતિ કરો.

**मित्रस्येत्यादि०** હે સર્વ સુહૃદ - મિત્ર ઈશ્વર ! સર્વના અંતર્યામી ! મને સર્વ ભૂત અને પ્રાણીમાત્ર મિત્ર દૃષ્ટિથી યથાવત્ જુએ, બધાં જ મારા મિત્ર બની જાય, મારી સાથે કોઈપણ લેશમાત્ર પણ વેર ન કરે. **मित्रस्याहं चेत्यादि** હે પરમાત્મન્ ! આપની કૃપાથી હું પણ વેરરહિત બનીને સર્વ ભૂત - પ્રાણીઓ અને

અપ્રાણી – ચરાચર જગતને મિત્રની દૃષ્ટિથી પોતાના આત્માની સમાન, પોતાના પ્રાણની સમાન જાણું. અર્થાત્ **मित्रस्य चक्षुषेत्यादि** સર્વ જીવ, સમસ્ત દેહધારીઓ પક્ષપાત રહિત બનીને, અત્યંત પ્રેમપૂર્વક પરસ્પર વર્તાવ કરે, અન્યાયયુક્ત થઈને કોઈના પર પણ વર્તાવ ન કરે. આ પરમ ધર્મનો સર્વ મનુષ્યોને પરમાત્માએ ઉપદેશ આપેલ છે અને સર્વેએ એ જ ઉપદેશ માનવા યોગ્ય છે.

## (૪) મૂળ સ્તુતિ

**तदेवाग्निस्तदादित्यस्तद्वायुस्तदु चन्द्रमा: ।**

**तदेव शुक्रं तद् ब्रह्म ताऽआप: स प्रजापति: ।।**

यजु० ३२.१

**વ્યાખ્યાન** : જે સર્વ જગતનું (નિમિત્ત) કારણ એક ઈશ્વર છે, તેનું નામ 'અગ્નિ' છે. ***(ब्रह्म ह्यग्नि: – शतपथे)*** અગ્નિ શબ્દના અર્થ સર્વોત્તમ જ્ઞાન સ્વરૂપ, જાણવા યોગ્ય, જેનું સ્વરૂપ પ્રાપ્ત કરવાને યોગ્ય અને પૂજ્યતમ વગેરે થાય છે. **आदित्यो वै ब्रह्म, वायुर्वै ब्रह्म, चन्द्रमा वै ब्रह्म, शुक्रं हि ब्रह्म, सर्वजगत्कर्तृ ब्रह्म, ब्रह्म वै बृहत्, आपो वै ब्रह्मेत्यादि** – આ શતપથ અને ઐતરેય બ્રાહ્મણ ગ્રંથનાં પ્રમાણો છે. **तदादित्य:** જેનો કદી પણ નાશ થતો નથી અને જે સ્વયં પ્રકાશ સ્વરૂપ છે, એથી પરમાત્માનું નામ 'આદિત્ય' છે. **तद्वायु:** સર્વ જગતને ધારણ કરનાર, અનંત બળવાન, જે પ્રાણોથી પણ પ્રિય સ્વરૂપ છે, માટે ઈશ્વરનું નામ 'વાયુ' છે. ઉપર લખેલ પ્રમાણ મુજબ **तदु चन्द्रमा:** જે આનંદ સ્વરૂપ અને પોતાના સેવકો–ભક્તોને પરમ આનંદ આપનાર છે, એટલા માટે પૂર્વોક્ત પ્રકારથી પરમાત્માને 'ચંદ્રમા' જાણવા. **तदेव शुक्रम्** તે જ ચેતન સ્વરૂપ બ્રહ્મ સર્વ જગતના કર્તા છે. **तद्ब्रह्म** તે અનંત, ચેતન, સર્વથી મહાન છે અને પોતાના ધર્માત્મા ભક્તોનાં સુખોની વિદ્યાદિ સદ્‌ગુણોથી અત્યંત વૃદ્ધિ કરનાર છે. **ता आप:** તે જ સર્વજ્ઞ, ચેતન અને સર્વત્ર વ્યાપક હોવાથી 'આપ' નામ પણ પરમાત્માનું સમજવું જોઈએ. **स: प्रजापति:** તે જ સર્વ જગતના પતિ *(સ્વામી)* અને પાલન કરનાર છે, બીજું કોઈ નથી. તેને જ આપણે ઇષ્ટદેવ અને પાલન કરનાર માનવા જોઈએ, બીજાને નહિ.

## (૫) મૂળ પ્રાર્થના

**ऋचं वाचं प्रपद्ये मनो यजु: प्रपद्ये साम प्राणं प्रपद्ये**
**चक्षु: श्रोत्रं प्रपद्ये । वागोज: सहौजो मयि प्राणापानौ ।।**

यजु० ३६.१

**વ્યાખ્યાન** : હે કરુણાના ભંડાર પરમાત્મન્ ! આપની કૃપાથી હું ઋગ્વેદાદિના જ્ઞાનથી યુક્ત (શ્રવણયુક્ત) થઈને તેનો વકતા બનું. યજુર્વેદના (મંત્રોના) સત્યાર્થ સહિત અભિપ્રાય જાણીને તેનું મનન કરી શકે એવા મનને પ્રાપ્ત કરું. એ જ પ્રમાણે સામવેદના અર્થોનો નિશ્ચય, નિદિધ્યાસન (વારંવાર સ્મરણ – ચિંતન કરી) સહિત એવા પ્રાણને હંમેશાં પ્રાપ્ત કરું. **वागोज:** વાણીની શક્તિ, વકતૃત્વ – વ્યાખ્યાનની શક્તિ આપ મને આપો. (તેને હું આપ) અંતર્યામીની કૃપાથી યથાવત્ – સારી રીતે પ્રાપ્ત કરું. **सहौज:** આપના અનુગ્રહ – કૃપાથી હું હંમેશને માટે શારીરિક બળ, આરોગ્ય અને દઢતાદિયુક્ત બનું. **मयि प्राणापानौ** હે સર્વ જનોનાં જીવનના આધાર ! પ્રાણ *(જેનાથી ઉપર તરફ ગતિ થાય છે)* અને અપાન *(જેનાથી નીચે તરફ ગતિ થાય છે)* એ બંને મારા શરીરમાં સર્વ ઇન્દ્રિયો અને સર્વ ધાતુઓની શુદ્ધ કરનારા તથા આરોગ્ય, બળ, પુષ્ટિ અને સરળતાથી ગતિ કરનારા તથા મર્મસ્થાનોની રક્ષા કરનારા થાઓ. તેને અનુકૂળ પ્રાણાદિને પ્રાપ્ત કરીને હે ઈશ્વર ! (હું) આપની કૃપાથી હંમેશાં સુખયુક્ત રહું અને આપની આજ્ઞાપાલન અને ઉપાસનામાં તત્પર રહું.

## (૬) મૂળ સ્તુતિ

**स नो बन्धुर्जनिता स विधाता धामानि वेद भुवनानि विश्वा ।**
**यत्र देवाऽअमृतमानशानास्तृतीये धामन्नध्यैरयन्त ।।**

यजु० ३२.१०

**વ્યાખ્યાન** : તે પરમેશ્વર આપણા **बन्धु:** દુઃખનો નાશ કરનાર અને સહાયક છે તથા **जनिता** સર્વ જગત તથા આપણા સર્વેનું પાલન કરનાર પિતા પણ છે. વળી આપણાં કાર્યોની સિદ્ધિના વિધાતા (કાર્યોને પૂર્ણ કરનાર) પણ

તે જ છે. સર્વ જગતના વિધાતા (રચના અને ધારણ કરનાર) પણ એક પરમાત્મા જ છે, અન્ય કોઈ નથી. **धामानि वेदेत्यादि ... विश्वा** સર્વ ધામ અર્થાત્ લોક-લોકાંતરોને રચીને અનંત સર્વજ્ઞતાથી યથાર્થ રીતે જાણે છે. એ પરમેશ્વર કેવા છે ? કે જેનાથી દેવ અર્થાત્ વિદ્વાનો ***(विद्वाँसो हि देवा: – शतपथ ब्रा०)*** અમૃત - મરણાદિ દુ:ખોથી રહિત મોક્ષપદમાં સર્વ દુ:ખોથી છૂટીને સર્વવ્યાપી પૂર્ણ આનંદ સ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત થઈને હંમેશાં પરમાનંદમાં રહે છે. **तृतीये** એક સ્થૂળ *(જગત, પૃથ્વી વગેરે)*, બીજું સૂક્ષ્મ *(આદિ કારણ)*, ત્રીજું જે સર્વ દોષ રહિત, અનંત આનંદસ્વરૂપ પરબ્રહ્મરૂપ ધામમાં **अध्यैरयन्त** ધર્માત્મા વિદ્વાનો સ્વચ્છંદતાથી *(પોતાની ઇચ્છાનુસાર)* રહે છે. સર્વ પ્રકારની બાધાઓ - પીડાઓથી મુક્ત થઈને, વિજ્ઞાનયુક્ત શુદ્ધ થઈને દેશ, કાળ અને વસ્તુઓના પરિચ્છેદ રહિત - સીમા રહિત સર્વગત **धामन्** આધાર સ્વરૂપ પરમાત્મામાં રહે છે. એમાંથી (મોક્ષાવસ્થા દરમિયાન) દુ:ખ સાગરમાં - જન્મ મરણાદિ દુ:ખોમાં કદી પણ પડતા નથી.

### (૭) મૂળ પ્રાર્થના

**यतोयत: समीहसे ततो नोऽअभयं कुरु ।**
**शं न: कुरु प्रजाभ्योऽभयं न: पशुभ्य: ।।**

यजु० ३६.२२

**વ્યાખ્યાન** : હે મહાન ઈશ્વર ! દયાળુ ! જે જે સ્થળેથી આપ **समीहसे** સારી રીતે ચેષ્ટા (પ્રવૃત્તિ) કરો છો, તે સર્વ સ્થાનોમાં અમને નિર્ભય કરો અર્થાત્ જ્યાં જ્યાંથી અમને ભયનો સંભવ હોય ત્યાં ત્યાંથી અમને સર્વથા અભય *(ભયરહિત)* કરો તથા પ્રજાથી અમને સુખી કરો. અમારી પ્રજા પણ સદા સુખી રહે, ભય આપનારી પણ ન બને તેમ જ પશુઓથી પણ અમને અભય કરો. એટલું જ નહિ, પરંતુ આપની કૃપાથી અમને કોઈનાથી કોઈપણ પ્રકારનો ભય ન લાગે. જેથી અમે નિર્ભય બનીને હંમેશાં પરમ આનંદ ભોગવીએ અને નિરંતર આપના (આનંદમય) રાજ્યમાં આપની ભક્તિ કરીએ.

## (૮) મૂળ સ્તુતિ

**वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमस: परस्तात् ।**
**तमेव विदित्वाति मृत्युमेति नान्य: पन्था विद्यतेऽयनाय ।।**

यजु० ३१.१८

**વ્યાખ્યાન :** સહસ્રશીર્ષ વગેરે વિશેષણોથી કહેલ તે પુરુષ સર્વત્ર પરિપૂર્ણ ***(पूर्णत्वात्पुरि शयनाद्वा पुरुष इति निरुक्तोक्ते:)*** છે. (સમસ્ત સંસારમાં પૂર્ણ થઈને રહેનારો, સૂનારો, વસનારો હોવાથી તે ઈશ્વર 'પુરુષ' પણ કહેવાય છે, એમ નિરુક્તનું વચન છે), તે પુરુષને હું જાણું છું; અર્થાત્ સર્વ મનુષ્યોનેયે ધ્યેય છે કે તે પરમાત્માને અવશ્ય જાણે, તેને કદી પણ ભૂલે નહિ. અન્ય કોઈને પણ ઈશ્વર માને નહિ. તે કેવો છે ? **महान्तम्** મહાનથી પણ મહાન છે. તેના સમાન કે તેનાથી મહાન – મોટો બીજો કોઈ નથી. **आदित्यवर्णम्** આદિત્ય – અનેક સૂર્યમંડળોનો રચનાર અને પ્રકાશક એ જ એક પરમાત્મા છે તથા તે સદા સ્વપ્રકાશ સ્વરૂપ જ છે. એટલું જ નહિ, પરંતુ **तमस: परस्तात्** તમ એટલે જે અંધકાર, અવિદ્યા આદિ દોષોથી રહિત છે અને એ પરમાત્મા જ પોતાના ભક્તો, ધર્માત્માઓ અને સત્યપ્રેમી જનોને તત્કાળ અવિદ્યા આદિ દોષોથી રહિત – મુક્ત કરનાર છે. વિદ્વાનોનો એવો નિશ્ચય છે કે પરબ્રહ્મના જ્ઞાન અને તેની કૃપા વિના કોઈપણ જીવ કદી પણ સુખી થઈ શકતો નથી. **तमेव विदित्वेत्यादि** તે પરમાત્માને જાણીને જ જીવ મૃત્યુને ઓળંગી શકે છે, અન્યથા નહિ. **नाऽन्य: पन्था विद्यतेऽयनाय** પરમેશ્વરની ભક્તિ અને તેના જ્ઞાન વિના મુક્તિનો બીજો કોઈ માર્ગ નથી. એવી પરમાત્માની દૃઢ આજ્ઞા છે. સર્વ મનુષ્યોને એની આજ્ઞામાં વર્તવું જોઈએ (પાલન કરવું જોઈએ) અને સર્વ પ્રકારનાં પાખંડ તથા જંજાળનો ત્યાગ કરવો જોઈએ.

## (૯) મૂળ પ્રાર્થના

**तेजोऽसि तेजो मयि धेहि । वीर्यमसि वीर्यं मयि धेहि ।**
**बलमसि बलं मयि धेहि । ओजोऽस्योजो मयि धेहि ।**

**मन्युरसि मन्युं मयि धेहि । सहोऽसि सहो मयि धेहि ।।**

यजु० १९.९

**વ્યાખ્યાન :** હે સ્વપ્રકાશ ! અનંત તેજ ! આપ અવિદ્યારૂપી અંધકારથી સદા રહિત છો. એટલું જ નહિ, પરંતુ સત્ય, વિજ્ઞાન અને તેજ સ્વરૂપ છો. આપ કૃપા કરીને મારામાં એ તેજ ધારણ કરાવો કે જેથી હું નિસ્તેજ, દીન અને ભીરુ કોઈપણ સ્થાને, કદી પણ ન બનું.

હે અનંતવીર્ય પરમાત્મા ! આપ વીર્ય સ્વરૂપ છો. આપ મારામાં પણ સર્વોત્તમ બળ સ્થિર રાખો. હે અનંત પરાક્રમ ! આપ ઓજ *(પરાક્રમ-સ્વરૂપ)* છો. મારામાં પણ એ પરાક્રમને હંમેશાં ધારણ કરાવો. હે દુષ્ટો પર ક્રોધ કરનાર ! મને પણ દુષ્ટો પર ક્રોધ કરવાનું સામર્થ્ય આપો. હે અનંત સહન સ્વરૂપ ! મારામાં પણ આપ સહન કરવાની શક્તિ ધારણ કરાવો. અર્થાત્ શરીર, ઇન્દ્રિય, મન અને આત્માના (ઉપરોક્ત) તેજ આદિ ગુણો મારામાંથી કદી પણ દૂર ન થાય, જેથી હું આપની ભક્તિનું દઢતાપૂર્વક અનુષ્ઠાન કરું અને આપની કૃપાથી સંસારમાં પણ સદા સુખી રહું.

## (૧૦) મૂળ સ્તુતિ

**परीत्य भूतानि परीत्य लोकान् परीत्य सर्वा: प्रदिशो दिशश्च ।**
**उपस्थाय प्रथमजामृतस्यात्मनात्मानमभि संविवेश ।।**

यजु० ३२.११

**વ્યાખ્યાન :** સર્વ જીવો (પ્રાણીમાત્ર)માં *(અર્થાત્ આકાશ અને પ્રકૃતિથી લઈને પૃથ્વી પર્યંત સમસ્ત સંસારમાં)* તે પરમેશ્વર વ્યાપ્ત રૂપે પરિપૂર્ણ થઈને ભરપૂર થઈ રહેલ છે તથા સર્વ લોકો – બ્રહ્માંડ, સર્વ પૂર્વાદિ દિશાઓ, ઈશાનાદિ ઉપદિશાઓ, ઉપર, નીચે, અર્થાત્ એક કણ (પરમાણુ) પણ તેના વિના અપર્યાપ્ત *(ખાલી)* નથી. **प्रथमजाम्** મુખ્ય પ્રાણી (મુમુક્ષુ અથવા યોગી) પોતાના આત્માથી અત્યંત સત્ય આચરણ, વિદ્યા, શ્રદ્ધા અને ભક્તિથી **ऋतस्य** યથાર્થ સત્યસ્વરૂપ પરમાત્માને **उपस्थाय** યથાવત્ (સારી રીતે) જાણીને ઉપસ્થિત *(નિકટ પ્રાપ્ત)*

**अभिसंविवेश** અભિમુખ થઈને તેમાં પ્રવિષ્ટ અર્થાત્ પરમ આનંદસ્વરૂપ પરમાત્મામાં પ્રવેશ કરે છે અને સર્વ પ્રકારનાં દુઃખોથી મુક્ત થઈને તે પરમ આનંદમાં રહે છે.

## (૧૧) મૂળ પ્રાર્થના

**भग प्रणेतर्भग सत्यराधो भगेमां धियमुदवा ददन्नः ।**
**भग प्र नो जनय गोभिरश्वैर्भग प्र नृभिर्नृवन्तः स्याम ।।**

यजु० ३४.३६

**વ્યાખ્યાન** : હે ભગવન્ ! પરમ ઐશ્વર્યવાન ! **भग** ઐશ્વર્યના દાતા ! આ સંસાર અથવા પરમાર્થ – મોક્ષ આપ જ છો તથા **भग प्रणेतः** સકળ ઐશ્વર્ય આપને જ સ્વાધીન છે, અન્ય કોઈને આધીન નથી. આપ જેને ચાહો તેને ઐશ્વર્ય આપી શકો છો. તો આપ કૃપા કરીને અમારા દારિદ્રયનો નાશ કરીને અમને પરમ ઐશ્વર્યયુક્ત કરો, કારણ કે ઐશ્વર્યના પ્રેરક આપ જ છો.

હે **सत्यराधः** ભગવન્ ! સત્ય અને ઐશ્વર્યની પ્રાપ્તિ કરાવનાર આપ જ છો. તેથી આપ અમને નિત્ય – હંમેશને માટે ઐશ્વર્ય આપો તથા જેને મોક્ષ કહેવાય છે, તે સત્ય ઐશ્વર્યના દાતા આપ સિવાય બીજું કોઈ નથી. હે સત્ય ભગ ! આપ અમને પૂર્ણ ઐશ્વર્ય અને સર્વશ્રેષ્ઠ બુદ્ધિ આપો, જેથી અમે આપના ગુણ અને આપની આજ્ઞાનું અનુષ્ઠાન તેમ જ યથાવત્ જ્ઞાન પ્રાપ્ત કરીએ.

અમને સત્ય બુદ્ધિ, સત્ય કર્મ અને સત્ય ગુણોને **उदव** ***(उद्गमय प्रापय)*** પ્રાપ્ત કરાવો, જેથી અમે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ પદાર્થોને યથાવત્ જાણીએ. **भग प्र नो जनय** હે સર્વ ઐશ્વર્યના ઉત્પાદક ! અમારા માટે ઐશ્વર્યને સારી રીતે ઉત્પન્ન કરો; સર્વોત્તમ ગાય, ઘોડા અને મનુષ્ય સહિત અતિ ઉત્તમ ઐશ્વર્ય અમને સદાને માટે આપો.

હે સર્વશક્તિમાન ! આપની કૃપાથી અમે સદાને માટે ઉત્તમ-ઉત્તમ પુરુષો, સ્ત્રીઓ, સંતાનો તથા સેવકોવાળા થઈએ. આપની પાસે અમારી એ જ વિશેષ પ્રાર્થના છે કે અમારામાં કોઈ મનુષ્ય દુષ્ટ અને મૂર્ખ ન રહે અને તેવા ઉત્પન્ન પણ ન થાય જેથી અમે ક્યારેય નિંદાને પાત્ર ન બનીએ, પરંતુ અમને સર્વત્ર સત્કીર્તિ પ્રાપ્ત થાય.

## (૧૨) મૂળ સ્તુતિ

**तदेजति तन्नैजति तद् दूरे तद्वन्तिके ।**
**तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यत: ।।**

यजु० ४०.५

**વ્યાખ્યાન : तद् एजति** તે પરમાત્મા સમસ્ત જગતને યથાયોગ્ય રીતે પોતપોતાની ચાલ – ગતિ પ્રમાણે ચલાવી રહેલ છે. કેટલાંક અવિદ્વાન (મૂર્ખ) લોકો તે (પરમાત્મા) પર ગતિ – હલનચલનનો આરોપ મૂકે છે, પરંતુ તે સર્વ સ્થળે પરિપૂર્ણ છે. તેથી (તે) કદી પણ ચલાયમાન થતો જ નથી. એટલા માટે **तन्नैजति** *(આ પ્રમાણ છે કે)* સ્વતઃ તે પરમાત્મા કદી પણ ચાલતો નથી. એકરસ, નિશ્ચલ અને પરિપૂર્ણ છે. વિદ્વાનો બ્રહ્મને એ પ્રમાણે જ જાણે છે. **तद् दूरे** અધર્માત્મા (પાપી), અવિદ્વાન (મૂર્ખ), વિચારશૂન્ય, અજિતેન્દ્રિય અને ઈશ્વરભક્તિ રહિત વગેરે દોષોથી યુકત મનુષ્યોથી તે ઈશ્વર ઘણો જ દૂર છે, અર્થાત્ તેઓ કરોડો વર્ષ પર્યંત ઈશ્વરને પ્રાપ્ત કરી શકતાં નથી. જ્યાં સુધી તેને જાણતાં નથી, ત્યાં સુધી તેઓ જન્મ–મરણાદિ દુઃખસાગરમાં ગોથાં ખાય છે (જન્મ–મરણના ચક્કરમાં ફર્યા કરે છે). **तद्वन्तिके** (તે પરમાત્મા) સત્યવાદી, સત્યકારી, સત્યમાની, જિતેન્દ્રિય, સર્વજન ઉપકારક, વિદ્વાન અને વિચારશીલ પુરુષોની **अन्तिके** અત્યંત નિકટ છે. એટલું જ નહિ, પરંતુ તે સર્વ આત્માઓમાં અંતર્યામીરૂપે વ્યાપક બનીને સર્વત્ર પૂર્ણ થઈ રહેલ છે. (એટલા માટે જ) તે આત્માઓનો પણ આત્મા છે; કારણ કે પરમાત્મા સંપૂર્ણ જગતમાં અંદર, બહાર અને મધ્ય (સર્વત્ર વિદ્યમાન – વ્યાપક છે) અર્થાત્ એક તલ જેટલી જગ્યા પણ તેના વિના ખાલી નથી. તે અખંડ, એકરસ સર્વમાં વ્યાપી રહ્યો છે. તેને જાણવાથી જ સુખ અને મુક્તિ મળે છે, અન્યથા મળતી નથી.

## (૧૩) મૂળ પ્રાર્થના

**आयुर्यज्ञेन कल्पतां प्राणो यज्ञेन कल्पतां चक्षुर्यज्ञेन कल्पतां श्रोत्रं यज्ञेन कल्पतां वाग्यज्ञेन कल्पतां मनो यज्ञेन कल्पतामात्मा यज्ञेन कल्पतां ब्रह्मा यज्ञेन कल्पतां ज्योतिर्यज्ञेन कल्पतां**

**स्वर्यज्ञेन कल्पतां पृष्ठं यज्ञेन कल्पतां यज्ञो यज्ञेन कल्पताम्। स्तोमश्च यजुश्च ऋक् च साम च बृहच्च रथन्तरं च । स्वर्देवा अगन्मामृता अभूम प्रजापते: प्रजा अभूम वेट् स्वाहा ।।**

યજુ૦ ૧૮.૨૯

**વ્યાખ્યાન :** ***(यज्ञो वै विष्णु:, यज्ञौ वै ब्रह्मेत्याद्यैतरेय शतपथ ब्राह्मण श्रुते:)*** યજ્ઞ – યજ્ઞનીય જે સર્વ મનુષ્યોના પૂજ્ય અને ઇષ્ટદેવ પરમેશ્વર છે, તેના માટે અતિ શ્રદ્ધાપૂર્વક સર્વ મનુષ્યોએ સર્વસ્વ યથાવત્ સમર્પણ કરવું જોઈએ. આ મંત્રમાં એ જ ઉપદેશ અને પ્રાર્થના છે કે –

હે સર્વ સ્વામિન્ ઈશ્વર ! આપની આજ્ઞા છે કે સર્વ મનુષ્યો સર્વ પદાર્થ (સર્વસ્વ) આપને અર્પણ કરે. એટલા માટે અમે **आयु:** વય, પ્રાણ, આંખ, કાન, વાણી, મન, આત્મા *(જીવ અથવા જીવાત્મા)*, બ્રહ્મ (અર્થાત્) વેદવિદ્યા, વિદ્વાન, જ્યોતિ *(સૂર્યાદિ લોક, અગ્નિ આદિ પદાર્થ)*, સ્વર્ગ *(સુખ-સાધન)*, પૃષ્ઠ *(પૃથ્વી આદિ સર્વ લોકોનો આધાર)* તથા પુરુષાર્થ, યજ્ઞ *(અમે જે જે સારાં કાર્યો કરીએ છીએ)*, સ્તોમ, સ્તુતિ, યજુર્વેદ, ઋગ્વેદ, સામવેદ, **च**-કારથી અથર્વવેદ, બૃહદ્ રથંતર, મહા રથંતર અને સામ વગેરે સર્વ પદાર્થો આપને સમર્પણ કરીએ છીએ. અમે તો કેવળ આપને જ શરણે છીએ. જેવી આપની ઇચ્છા હોય તેમ અમારા માટે કરો. પરંતુ અમે આપનાં સંતાન આપની કૃપાથી **स्वरगन्म** ઉત્તમ સુખને પ્રાપ્ત કરીએ. અમે જ્યાં સુધી જીવીએ ત્યાં સુધી ચક્રવર્તી રાજ્યાદિનો ભોગ ભોગવીને સુખી રહીએ અને મૃત્યુ પછી પણ અમે સુખી રહીએ.

હે મહાદેવ ! અમૃત ! અમે દેવ *(પરમ વિદ્વાન)* બનીએ તથા અમૃત-મોક્ષ જે આપની પ્રાપ્તિ છે, તેને પ્રાપ્ત કરીએ. **स्वाहा** આપની આજ્ઞાનું પાલન કરવામાં અને જેથી આપની પ્રાપ્તિ થાય તે માટેની ક્રિયામાં સદા તત્પર રહીએ તથા હે અંતર્યામી ! આપ હૃદયમાં આજ્ઞા કરો અર્થાત્ અમારા હૃદયમાં જેવું જ્ઞાન હોય તેવું હંમેશાં બોલીએ (મનમાં હોય તેવું જ વાણીમાં લાવીએ). તેનાથી વિપરીત કદી પણ બોલીએ નહિ. હે કૃપાનિધે ! અમારું યોગક્ષેમ *(સર્વ પ્રકારનો નિર્વાહ)* આપ સદાને માટે કરો. આપની સહાયતાથી અમને સર્વત્ર વિજય અને સુખ મળે.

## (૧૪) મૂળ સ્તુતિ

**यस्मान्न जात: परोऽअन्योऽअस्ति यऽआविवेश भुवनानि विश्वा ।**
**प्रजापति: प्रजया सꣳरराणस्त्रीणि ज्योतींषि सचते स षोडशी ।।**

यजु० ८.३६

**વ્યાખ્યાન** : જેનાથી મોટો, સમાન અથવા શ્રેષ્ઠ કોઈ થયો નથી, (વર્તમાનમાં) છે નહિ અને કદી થશે પણ નહિ, તેને જ પરમાત્મા કહેવાય છે. જે **विश्वा भुवनानि** સર્વ ભુવન *(લોક)*, સર્વ પદાર્થોના નિવાસસ્થાન અસંખ્ય લોક-લોકાંતરોમાં **आविवेश** પ્રવેશ કરીને પૂર્ણ થઈ રહ્યો છે, તે જ ઈશ્વર પ્રજાનો પતિ *(સ્વામી)* છે. તે સર્વ પ્રજાને રમાડી રહ્યો છે અને સર્વ પ્રજામાં રમી રહ્યો છે. **त्रीणीत्यादि** ત્રણ જ્યોતિ - અગ્નિ, વાયુ અને સૂર્યને જેણે રચેલા છે, એ ત્રણે પદાર્થોને જગતના વ્યવહાર અને પદાર્થ વિદ્યાની ઉત્પત્તિ માટે મુખ્ય સમજવા જોઈએ. **स षोडशी** જેણે સોળ પ્રકારની કળા ઉત્પન્ન કરેલ છે, તેથી તેને સોળ કળાથી પૂર્ણ ઈશ્વર કહેવામાં આવે છે. તે સોળ કળાઓ નિમ્ન છે :

(૧) ઈક્ષણ *(વિચાર)*, (૨) પ્રાણ, (૩) શ્રદ્ધા, (૪) આકાશ, (૫) વાયુ, (૬) અગ્નિ, (૭) જળ, (૮) પૃથિવી, (૯) ઇન્દ્રિય, (૧૦) મન, (૧૧) અન્ન, (૧૨) વીર્ય *(પરાક્રમ)*, (૧૩) તપ *(ધર્મનું અનુષ્ઠાન)*, (૧૪) મંત્ર *(વેદવિદ્યા)*, (૧૫) કર્મ *(ચેષ્ટા)* અને (૧૬) લોક (લોકોમાં નામ). આ કળાઓમાં સમસ્ત સંસાર સમાયેલો છે અને પરમેશ્વરમાં અનંત કળા છે. તેની ઉપાસના છોડીને જે બીજાની ઉપાસના કરે છે, તે કદી પણ સુખ પ્રાપ્ત કરી શકતો નથી, પરંતુ સદાને માટે દુઃખમાં જ પડ્યો રહે છે.

## (૧૫) મૂળ સ્તુતિ

**स न: पितेव सूनवेऽग्ने सूपायनो भव ।**
**सचस्वा न: स्वस्तये ।।**

यजु० ३.२४

**વ્યાખ્યાન :** *(ब्रह्म ह्यग्निः इत्यादि शतपथादि प्रामाण्याद् ब्रह्मैवात्राग्निर्ग्राह्यः)* હે વિજ્ઞાન સ્વરૂપ અગ્નિ ઈશ્વર ! આપ અમારા માટે **सूपायनः** કૃપા કરીને સુખથી પ્રાપ્ત, શ્રેષ્ઠ ઉપાયોના આપનાર, અતિ ઉત્તમ સ્થાનના દાતા સર્વદા બનો તેમ જ આપ જ અમારા રક્ષક છો. હે સ્વસ્તિદ (કલ્યાણ કરનાર) પરમાત્મા ! અમારાં સર્વ દુઃખોનો નાશ કરીને સદાને માટે સુખરૂપ બનાવો, જેથી અમારો વર્તમાન પણ શ્રેષ્ઠ બને. **स नः पितेव सूनवे** જેમ કરુણામય પિતા પોતાનાં સંતાનોને સુખી જ રાખે છે, તેમ આપ અમને સદા સુખી રાખો, કારણ કે જો અમે ખરાબ થઈશું તો એ આપની શોભારૂપ નહિ બને. એટલા માટે સંતાનોને સુધારવાથી જ પિતાની શોભા અને મોટાઈ – મહત્ત્વ વધે છે, અન્યથા નહિ.

### (૧૬-૧૭-૧૮) મૂળ સ્તુતિ

**विभूरसि प्रवाहणः । वह्निरसि हव्यवाहनः ।**
**श्वात्रोऽसि प्रचेताः । तुथोऽसि विश्ववेदाः ।।**

**उशिगसि कविः । अङ्घारिरसि बम्भारिः । अवस्यूरसि दुवस्वान् ।**
**शुन्ध्यूरसि मार्जालीयः । सम्राडसि कृशानुः । परिषद्योऽसि पवमानः ।**
**नभोऽसि प्रतक्वा । मृष्टोऽसि हव्यसूदनः । ऋतधामासि स्वर्ज्योतिः ।।**

**समुद्रोऽसि विश्वव्यचाः । अजोऽस्येकपात् । अहिरसि बुध्न्यः ।**
**वागस्यैन्द्रमसि सदोऽसि । ऋतस्य द्वारौ मा मा सन्ताप्तम् ।**
**अध्वनामध्वपते प्र मा तिर स्वस्ति मेऽस्मिन् पथि देवयाने भूयात् ।।**

यजु० ५.३१,३२,३३

**વ્યાખ્યાન :** હે વ્યાપક ઈશ્વર ! આપ વિભુ છો, અર્થાત્ સર્વત્ર પ્રકાશિત, વૈભવ અને ઐશ્વર્યયુક્ત છો; (આપના સમાન) અન્ય કોઈ નથી. આપ વિભુ હોવાથી સર્વ જગતના પ્રવાહણ *(પોતપોતાના નિયમ અનુસાર ચલાવનાર)* છો તથા સર્વના નિર્વાહ કરનાર પણ છો. હે સ્વપ્રકાશક ! સર્વ રસવાહક ઈશ્વર ! આપ અગ્નિ સ્વરૂપ છો, અર્થાત્ સર્વ પ્રકારના હવ્ય – હવન કરવા યોગ્ય ઉત્કૃષ્ટ

પદાર્થોના રસોના ભેદક – છિન્નભિન્ન કરનાર, આકર્ષક (આકર્ષણ કરનાર) તથા યથાવત સ્થાપક (જ્યાં જ્યાં જેની જરૂર છે ત્યાં પહોંચાડનાર) આપ જ છો. હે આત્મન્ ! આપ શીઘ્ર વ્યાપનશીલ – જલદી ફેલાવાની શક્તિયુક્ત (અર્થાત્ સર્વવ્યાપી) છો. તેમ જ પ્રકૃષ્ટ – ઉત્તમ જ્ઞાન સ્વરૂપ અને પ્રકૃષ્ટ જ્ઞાન આપનાર છો. હે સર્વવિત્ – સર્વને જાણનાર ! આપ 'તુથ' અને 'વિશ્વવેદા' છો. **तुथो वै ब्रह्म** *(આ શતપથની શ્રુતિ છે).* સર્વ જગતમાં વિદ્યમાન, પ્રાપ્ત થનાર અને લાભ આપનાર છો.

હે સર્વપ્રિય ! આપ **उशिक्** કમનીય સ્વરૂપ (સુંદર કે ઇચ્છવા યોગ્ય) છો, અર્થાત્ સર્વ આપને ચાહે છે, કારણ કે આપ **कवि:** પૂર્ણ વિદ્વાન છો. આપ **अङ्घारि:** છો અર્થાત્ પોતાના ભક્તોનાં 'અઘ' *(પાપ)*ના 'અરિ' *(શત્રુ)* છો, સમસ્ત પાપના નાશક છો. **बम्भारि:** પોતાના ભક્તો અને સર્વ જગતનું પાલન તથા ધારણ કરનાર છો. **अवस्यूरसि दुवस्वान्** પોતાના ભક્તો અને ધર્માત્માઓને અન્નાદિ પદાર્થ આપવાની સદા ઇચ્છા કરો છો તથા પરિચરણીય – સેવા કરવા યોગ્ય વિદ્વાનો દ્વારા આપ સેવનીયતમ છો. **शुन्ध्यूरसि मार्जालीय:** શુદ્ધ સ્વરૂપ, જગતના શોધક – શુદ્ધ કરનાર તથા પાપોનું માર્જન *(નિવારણ)* કરનાર આપ જ છો, અન્ય કોઈ નથી. **सम्राडसि कृशानु:** સર્વ રાજાઓના મહારાજા તથા કુશ – દીન જનોના પ્રાણના સુખદાતા આપ જ છો. **परिषद्योऽसि पवमान:** હે ન્યાયકારી ! પવિત્ર પરમેશ્વર ! સભાને આજ્ઞા આપનાર, સભ્ય, સભાપતિ, સભાપ્રિય, સભારક્ષક આપ જ છો તથા પવિત્ર સ્વરૂપ, પવિત્રકારક સભાથી પણ સુખદાયક અને પવિત્ર પ્રિય આપ જ છો. **नभोऽसि प्रतक्वा** હે નિર્વિકાર ! આપ આકાશ સમાન ક્ષોભ (હલનચલન) રહિત અને અતિ સૂક્ષ્મ હોવાથી આપનું નામ 'નભ' છે તથા **प्रतक्वा** સર્વને જાણનાર, સત્ય અને અસત્ય કરનાર મનુષ્યોનાં કર્મોના સાક્ષીભૂત કે જેણે જેવું પાપ અથવા પુણ્ય કર્યું હોય તેને તેવું ફળ મળે, અન્યનું પુણ્ય અથવા પાપ અન્યને કદી પણ મળે નહિ. **मृष्टोऽसि हव्यसूदन:** મૃષ્ટ – શુદ્ધ સ્વરૂપ, સર્વ પાપોના માર્જક અને શોધક તથા **हव्यसूदन:** મધુર, સુગંધી, રોગનાશક, પુષ્ટિકારક એવાં દ્રવ્યોથી વાયુ-વરસાદની શુદ્ધિ કરનાર – કરાવનાર આપ જ છો. એ માટે આપ જ સર્વ દ્રવ્યોના વિભાગકર્તા (જુદા પાડનાર) છો. જેથી આપનું નામ 'હવ્યસૂદન' છે. **ऋतधामासि स्वर्ज्योति:** હે ભગવન્ ! આપનું

જ ધામ - સ્થાન, સર્વગત, સત્ય અને યથાર્થ સ્વરૂપ છે. યથાર્થ *(સત્ય)* વ્યવહારમાં આપ જ નિવાસ કરો છો. **स्वः** આપ સુખ સ્વરૂપ અને સુખકારક તથા **ज्योतिः** સ્વપ્રકાશ અને સર્વના પ્રકાશક આપ જ છો.

**समुद्रोऽसि विश्वव्यचाः** હે દ્રવણીય (આમોદ-આનંદ) સ્વરૂપ ! સર્વ ભૂતમાત્ર આપનામાં જ દ્રવે છે (પ્રાણીમાત્ર આપમાં જ આમોદ-આનંદ કરે છે), કારણ કે કાર્ય કારણમાં જ મળે છે. આપ સર્વના (આદિ મૂળ) કારણ છો અને (આપે) સહજતાથી સર્વ જગતનો વિસ્તાર કરેલ છે. એથી આપ **विश्वव्यचाः** છો. **अजोस्येकपात्** આપનો જન્મ કદી પણ થતો નથી. આ સર્વ જગત આપના થોડાક જ એક દેશમાં (અંશમાં) સમાઈ રહેલું છે. આપ અનંત છો. **अहिरसि बुध्न्यः** આપની હીનતા - અલ્પતા કદી પણ થતી નથી. આપ સર્વ જગતનું મૂળ કારણ તથા અંતરિક્ષમાં પણ સદા પૂર્ણ રહો છો. **वागस्यैन्द्रमसि सदोसि** સર્વ શાસ્ત્રના ઉપદેશ દાતા અને અનંત વિદ્યા સ્વરૂપ હોવાથી આપ **'वाक्'** છો. પરમ ઐશ્વર્ય અને સર્વ વિદ્વાનોમાં અત્યંત શોભાયમાન હોવાથી આપ **'ऐन्द्र'** છો. સમસ્ત સંસાર આપનામાં સ્થિત હોવાથી આપ **'सदः'** *(સભા-સ્વરૂપ)* છો. **ऋतस्य द्वारौ मा मा सन्ताप्तम्** સત્યવિદ્યા અને ધર્મ એ મોક્ષસ્વરૂપ આપની પ્રાપ્તિનાં દ્વાર છે. તેને અમારા માટે કદી સંતાપયુક્ત ન કરો, પરંતુ સુખસ્વરૂપ બની રહે તે માટે ખુલ્લાં રાખો, જેથી અમે સહજ રીતે આપને પ્રાપ્ત કરી શકીએ. **अध्वनामित्यादि** હે અધ્વપતે ! (માર્ગ-સાધનોના સ્વામી) મને પરમાર્થ અને વ્યવહારના માર્ગોમાં કોઈ કલેશ (પીડા) ન થાય, પરંતુ તે માર્ગોમાં આપની કૃપાથી મને સ્વસ્તિ *(આનંદ)* મળતો રહે. અમને કોઈ પણ પ્રકારનું દુઃખ ન થાય.

## (૧૯) મૂળ સ્તુતિ

**देवकृतस्यैनसोऽवयजनमसि । मनुष्यकृतस्यैनसोऽवयजनमसि ।**
**पितृकृतस्यैनसोऽवयजनमसि । आत्मकृतस्यैनसोऽवयजनमसि ।**
**एनस एनसोऽवयजनमसि । यच्चाहमेनो विद्वांश्चकार ।**
**यच्चाविद्वांस्तस्य सर्वस्यैनसोऽवयजनमसि ।।**

यजु० ८.१३

**વ્યાખ્યાન** : હે સર્વ પાપનાશક ઈશ્વર ! **देवकृत०** ઇન્દ્રિય, વિદ્વાન અને દિવ્યગુણયુક્ત મનુષ્યોનાં દુઃખનો નાશ કરનાર એક આપ જ છો, અન્ય કોઈ નથી. મનુષ્ય *(મધ્યસ્થ - સામાન્ય મનુષ્ય)*, પિતૃ *(પરમ વિદ્યાયુક્ત મનુષ્ય)* અને **आत्मकृत०** જીવોનાં પાપો તથા **एनस०** પાપોથી પણ મોટાં પાપોથી આપ જ **अवयजन** છો, અર્થાત્ સર્વ પાપોથી અલગ છો અને અમને સર્વ મનુષ્યોને પણ પાપોથી દૂર રાખનાર એક આપ જ દયામય પિતા છો. હે મહા અનંત વિદ્યાવાન ! જે જે પાપો મેં વિદ્વાન (જ્ઞાનથી) અથવા અવિદ્વાન બનીને (અજ્ઞાનથી) કર્યાં હોય, તે સર્વ પાપોથી છોડાવનાર (પાપવૃત્તિનો નાશ કરનાર) આપ વિના આ સંસારમાં અમારું અન્ય કોઈ શરણ નથી. તેથી અમારાં અવિદ્યાદિ સર્વ પાપો છોડાવીને અમને તત્કાળ શુદ્ધ કરો.

## (૨૦) મૂળ સ્તુતિ

**हिरण्यगर्भ: समवर्त्तताग्रे भूतस्य जात: पतिरेक ऽ आसीत् ।**
**स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ।।**

यजु० १३.४

**વ્યાખ્યાન** : જ્યારે (કાર્યરૂપ) સૃષ્ટિ બની ન હતી તે સમયે એક અદ્વિતીય **हिरण्यगर्भ:** *(જે સૂર્યાદિ તેજસ્વી પદાર્થોનો ગર્ભ એટલે ઉત્પત્તિ સ્થાન તેમ જ ઉત્પાદક)* છે, તે જ પ્રથમ હતો. તે સર્વ જગતના સનાતન પ્રાદુર્ભૂત - સર્વ પ્રથમ રહેનાર પ્રસિદ્ધ પતિ છે. તે જ પરમાત્મા પૃથ્વીથી લઈને પ્રકૃતિ પર્યંત જગતને રચીને ધારણ કરનાર છે. **कस्मै *(प्रजापतये, क: प्रजापति:, प्रजापतिर्वैकस्तस्मै देवाय – शतपथे)*** જે પ્રજાપતિ પરમાત્મા છે, તેની પૂજા આ આત્માદિ પદાર્થોના સમર્પણથી યથાયોગ્ય કરીએ. તેને છોડીને અમે બીજા કોઈની ઉપાસના લેશમાત્ર પણ ન કરીએ. જે પરમાત્માને છોડીને અથવા તેના સ્થાને - તેના બદલે બીજા કોઈની પૂજા કરે છે, તેની અને તેમના સંપૂર્ણ દેશની અત્યંત દુર્દશા થાય છે, એ પ્રસિદ્ધ છે. માટે હે મનુષ્યો ! જો તમને સુખની ઇચ્છા હોય તો એક નિરાકાર પરમાત્માની યથાવત્ ભક્તિ કરો, નહિતર તમને કદી પણ સુખ પ્રાપ્ત થશે નહિ.

**इन्द्रो विश्वस्य राजति ।**

**शन्नोऽअस्तु द्विपदे शं चतुष्पदे ।।**

**शन्नो वात: पवताम् शन्नस्तपतु सूर्य: ।**

**शन्न: कनिक्रदद्देव: पर्जन्योऽअभिवर्षतु ।।**

**अहानि शं भवन्तु न: शँ रात्री: प्रति धीयताम् ।**

**शन्नऽइन्द्राग्नी भवतामवोभि: शन्नऽइन्द्रावरुणा रातहव्या ।**

**शन्नऽइन्द्रापूषणा वाजसातौ शमिन्द्रासोमा सुविताय शंयो: ।।**

यजु० ३६.८,१०,११

**વ્યાખ્યાન** : હે ઇન્દ્ર ! આપ પરમ ઐશ્વર્યયુક્ત અને સમસ્ત સંસારના રાજા અને સર્વ પ્રકાશક છો. હે રક્ષક ! આપ કૃપા કરીને અમારા **द्विपदे** જે પુત્ર આદિ છે, એમને માટે પરમ સુખદાયક બનો તથા **चतुष्पदे** હાથી, ઘોડા અને ગાય આદિ પશુઓ માટે પણ પરમ સુખદાયક બનો, જેથી અમે લોકો સદા આનંદમાં રહીએ.

હે સર્વ નિયંતા ! અમારા માટે વાયુ સદા સુખકારક, સુગંધી, શીતળ અને મંદ-મંદ ગતિથી ચાલે. અમને સુખ થાય એ પ્રમાણે સૂર્ય તપે તથા મેઘ પણ સદાને માટે સુખના શબ્દોની સાથે અર્થાત્ ગર્જનાની સાથે સમય સમય પર સુખકારક વર્ષા કરે, જેથી આપની કૃપાથી અમે બધાં સદાને માટે સુખ અને આનંદમાં રહીએ.

હે ક્ષણ આદિ કાળના અધિપતિ ! અમારા માટે સર્વ દિવસો આપના નિયમથી સુખરૂપ જ થાઓ. અમારા માટે સર્વ રાત્રિઓ પણ આનંદથી વ્યતીત થાય. હે ભગવન્ ! દિવસ અને રાત્રિઓને આપ સુખદાયક બનાવો જેથી અમે સર્વ કાળમાં સુખી જ રહીએ. હે સર્વના સ્વામી ! **इन्द्राग्नी** સૂર્ય તથા અગ્નિ એ બંને આપની કૃપાથી તથા અનેક પ્રકારની રક્ષાઓથી સુખકારક બને. **इन्द्रावरुणा रातहव्या** હે પ્રાણાધાર ! હોમ-હવનથી શુદ્ધ ગુણયુક્ત થયેલો વાયુ અને ચંદ્ર

(કિરણો) આપની પ્રેરણાથી અમારા માટે સદા સુખરૂપ બનો. **इन्द्रापूषणा वाजसातौ** હે પ્રાણપતિ ! આપની રક્ષા વડે અમે સદા પૂર્ણ આયુ અને બળવાન પ્રાણવાળા થઈને અમે અમારાં અત્યંત પુરુષાર્થયુક્ત યુદ્ધમાં સ્થિર રહીએ, જેથી અમે શત્રુઓની સામે કદાપિ નિર્બળ ન બનીએ. **इन्द्रासोमा सुविताय शंयो:** ***(प्राणापानौ वा इन्द्राग्नी इत्यादि – शतपथे)*** હે મહારાજ ! આપના પ્રબંધથી રાજા અને પ્રજા પરસ્પર વિદ્યાદિ સત્યગુણયુક્ત બનીને પોતપોતાના ઐશ્વર્યને ઉત્પન્ન કરે તથા આપની કૃપાથી પરસ્પર પ્રીતિયુક્ત બનીને અત્યંત સુખને પ્રાપ્ત કરે. આપ અમ પુત્રોને સુખી જોઈને અત્યંત પ્રસન્ન થાઓ અને અમે પણ પ્રસન્નતાથી આપ અને આપની સત્ય આજ્ઞાના પાલનમાં તત્પર રહીએ.

### (૨૪) મૂળ સ્તુતિ

**प्र तद्वोचेदमृतं नु विद्वान् गन्धर्वो धाम विभृतं गुहा सत् ।**
**त्रीणि पदानि निहिता गुहास्य यस्तानि वेद स पितु: पिताऽसत् ।।**

यजु० ३२.९

**વ્યાખ્યાન :** હે વેદાદિ શાસ્ત્રો અને વિદ્વાનો દ્વારા પ્રતિપાદન કરવાને યોગ્ય ! જે અમૃત *(મરણ આદિ દોષોથી રહિત)* મુક્તોનું ધામ *(નિવાસસ્થાન)*, સર્વગત (સર્વવ્યાપી), સર્વનું ધારણ અને પોષણ કરનાર, સર્વની બુદ્ધિઓના સાક્ષી બ્રહ્મ છે, તે આપનાં ઉપદેશ અને ધારણ-શક્તિને જે વિદ્વાન જાણે છે, તે 'ગંધર્વ' કહેવાય છે ***(गच्छतीति गं=ब्रह्म, तद्धरतीति स गन्धर्व:)***. સર્વગત બ્રહ્મને જે ધારણ કરનાર (છે), તેનું નામ ગંધર્વ છે, તથા પરમાત્માનાં ત્રણ પદ છે : જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરવાનું સામર્થ્ય – (તેને) અને ઈશ્વરને જે પોતાના હૃદયમાં જાણે છે (ધારણ કરે છે) તે પિતાનો પણ પિતા છે, અર્થાત્ વિદ્વાનોમાં પણ વિદ્વાન છે.

### (૨૫) મૂળ પ્રાર્થના

**द्यौ: शान्तिरन्तरिक्षम् शान्ति: पृथिवी शान्तिराप: शान्तिरोषधय: शान्ति: । वनस्पतय: शान्तिर्विश्वे देवा: शान्तिर्ब्रह्म शान्ति:**

**सर्वम् शान्तिः शान्तिरेव शान्तिः सा मा शान्तिरेधि ।।**

यजु० ३६.१७

**વ્યાખ્યાન** : હે સર્વ પ્રકારનાં દુઃખોની શાંતિ કરનાર (ઈશ્વર) ! સર્વ લોકોની ઉપર જે આકાશ છે, તે અમારા માટે સદા શાંત *(ઉપદ્રવ રહિત)* અને સુખકારક જ રહે. અંતરિક્ષ – મધ્યલોક અને તેમાં રહેલા વાયુ આદિ પદાર્થો, પૃથ્વી અને પૃથ્વીમાં રહેલા પદાર્થો, જળ અને જળમાં રહેલા પદાર્થો, ઔષધિ અને તેમાં રહેલા ગુણો, વનસ્પતિ અને તેમાં રહેલા પદાર્થો, વિશ્વેદેવ *(જગતના સર્વ વિદ્વાનો)* તથા વિશ્વનો પ્રકાશ કરનાર વેદમંત્રો, ઇન્દ્રિયો, સૂર્ય આદિ, તેનાં કિરણો અને તેમાં રહેલા ગુણો, બ્રહ્મ=પરમાત્મા તથા વેદ શાસ્ત્ર, સ્થૂળ અને સૂક્ષ્મ ચરાચર જગત – એ તમામ પદાર્થો અમારા માટે હે સર્વશક્તિમાન પરમાત્મા ! આપની કૃપાથી શાંત *(ઉપદ્રવ રહિત)*, સદા અનુકૂળ અને સુખકારક રહે, મને પણ તે શાંતિ પ્રાપ્ત થાય, જેથી હું પણ આપની કૃપાથી શાંત, દુષ્ટ ક્રોધાદિ ઉપદ્રવોથી રહિત બનું તથા સમસ્ત સંસારના જીવો પણ ક્રોધ આદિ દુષ્ટ ઉપદ્રવોથી રહિત બને.

### (૨૯) મૂળ સ્તુતિ

**नमः शम्भवाय च मयोभवाय च**

**नमः शङ्कराय च मयस्कराय च**

**नमः शिवाय च शिवतराय च ।।**

यजु० १६.४१

**વ્યાખ્યાન** : હે કલ્યાણ સ્વરૂપ ! કલ્યાણ કરનાર ! આપ **शंभव** છો, *(મોક્ષસુખ સ્વરૂપ અને મોક્ષસુખના કરવાવાળા છો)*, આપને નમસ્કાર છે. આપ **मयोभव** છો, સાંસારિક સુખના કરવાવાળા આપને હું નમસ્કાર કરું છું. આપ **शङ्कर** છો, આપના દ્વારા જ જીવોનું કલ્યાણ થાય છે, બીજાથી નહિ, તથા **मयस्कर** અર્થાત્ મન, ઇન્દ્રિય, પ્રાણ અને આત્માને સુખ આપનાર આપ જ છો. આપ **शिव** *(મંગલમય)* છો તથા **शिवतर** *(અત્યંત કલ્યાણ સ્વરૂપ અને કલ્યાણકારક)* છો, એથી અમે આપને વારંવાર નમસ્કાર કરીએ છીએ. ***(नमो नम***

*इति यज्ञ: – शतपथे)* જે મનુષ્ય શ્રદ્ધા અને ભક્તિપૂર્વક ઈશ્વરને નમસ્કાર આદિ કરે છે, તે પણ મંગલમય જ બને છે.

### (૨૭) મૂળ પ્રાર્થના

**भद्रं कर्णेभि: शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्रा: ।**
**स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिर्व्यशेमहि देवहितं यदायु: ।।**

यजु० २५.२१

**વ્યાખ્યાન** : હે દેવેશ્વર ! દેવ-વિદ્વાનો ! અમે કાનો દ્વારા હંમેશાં કલ્યાણને જ સાંભળીએ, અકલ્યાણની વાત પણ અમે ક્યારેય ન સાંભળીએ. હે યજનીય ઈશ્વર ! હે યજ્ઞ કરાવનારાઓ ! અમે આંખો દ્વારા હંમેશાં કલ્યાણ*(મંગળ સુખ)*ને જ જોઈએ. હે જનો ! હે જગદીશ્વર ! અમારાં સર્વ અંગ-ઉપાંગ (શ્રોત્રાદિ ઇન્દ્રિયો તથા સેનાદિ ઉપાંગો) હંમેશાં સ્થિર *(દઢ)* રહે, જેથી અમે સ્થિરતાપૂર્વક આપની સ્તુતિ અને આપની આજ્ઞાનું હંમેશાં પાલન કરીએ, તથા અમે આત્મા, શરીર, ઇન્દ્રિય અને વિદ્વાનોનું હિતકારક આયુ વિવિધ સુખપૂર્વક પ્રાપ્ત કરીએ, અર્થાત્ સદા સુખમાં જ રહીએ.

### (૨૮) મૂળ સ્તુતિ

**ब्रह्म जज्ञानं प्रथमं पुरस्ताद्वि सीमत: सुरुचो वेनऽआव: ।**
**स बुध्न्याऽउपमाऽअस्य विष्ठा: सतश्च योनिमसतश्च विव: ।।**

यजु० १३.३

**વ્યાખ્યાન** : હે મહીય પરમેશ્વર ! આપ મહાનથી પણ મહાન છો. આપનાથી મહાન અથવા આપની સમાન બીજું કોઈ નથી. **जज्ञानम्** આપ સંપૂર્ણ જગતમાં વ્યાપક *(પ્રાદુર્ભૂત)* છો. આપ જ સર્વ જગતના પ્રથમ *(આદિ કારણ)* છો. સૂર્યાદિ લોક **सीमत:** સીમાથી યુક્ત *(મર્યાદા સહિત)* **सुरुच:** આપના દ્વારા પ્રકાશિત છે. **पुरस्तात्** એને પ્રથમ રચીને આપ જ ધારણ કરી રહ્યા છો. **व्याव:** એ સર્વ લોકોને વિવિધ નિયમોથી જુદા-જુદા યથાયોગ્ય વર્તન કરાવી રહ્યા છો.

**वेन:** આપ આનંદસ્વરૂપ હોવાથી સંસારમાં એવો કોઈ મનુષ્ય નથી કે જે આપની કામના (ઇચ્છા) ન કરે. પરંતુ બધાં જ આપને મળવા (પ્રાપ્ત કરવા) ઇચ્છે છે. આપ અનંત વિદ્યાયુક્ત છો. આપ જ સર્વ રીતે રક્ષક છો. તે જ પરમાત્મા **बुध्न्या:** અંતરિક્ષ અંતર્ગત દિશા વગેરે પદાર્થોને **विव:** વિવૃત *(વિભક્ત)* કરે છે. તે અંતરિક્ષ આદિનો **उपमा** સર્વ વ્યવહારોમાં ઉપયોગ થાય છે અને તે આ વિવિધ જગતનાં નિવાસસ્થાન છે. **सत्** વિદ્યમાન (વર્તમાન) સ્થૂળ જગત, **असत्** અવિદ્યા, ચક્ષુ વગેરે ઇન્દ્રિયોથી અગોચર (ન જાણી શકાય) એવા, વિવિધ જગતની **योनि** આદિ કારણ વેદ, શાસ્ત્ર અને વિદ્વાનો આપને જ કહે છે. એથી આ જગતનાં માતા-પિતા આપ જ છો. અમારા ભજનીય – ઉપાસનીય ઇષ્ટદેવ આપ જ છો.

### (૨૯) મૂળ પ્રાર્થના

**सुमित्रिया न ऽ आप ऽ ओषधय: सन्तु ।**
**दुर्मित्रियास्तस्मै सन्तु योऽस्मान् द्वेष्टि यं च वयं द्विष्म: ।।**

यजु० ३६.२३

**વ્યાખ્યાન** : હે સર્વ મિત્ર સંપાદક ! આપની કૃપાથી પ્રાણ, જળ, વિદ્યા અને ઔષધિ **सुमित्रिया:** અમારા માટે સદા સુખદાયક બનો, કદી પ્રતિકૂળ ન બનો અને જે અમારા પ્રત્યે દ્વેષ, અપ્રીતિ અને શત્રુતા કરે છે તથા જે દુષ્ટ પ્રત્યે અમે દ્વેષ કરીએ છીએ, હે ન્યાયકારિન્ ! તેને માટે **दुर्मित्रिया:** પૂર્વોક્ત પ્રાણાદિ પ્રતિકૂળ – દુઃખદાયક જ બનો, અર્થાત્ જે અધર્મ કરે તેને આપના રચેલા જગતના પદાર્થો દુઃખદાયક જ બનો. જેથી તેઓ (અધર્મ ન કરે અને) અમને દુઃખ ન આપી શકે. પુનઃ (પ્રાર્થના છે કે) અમે સદા સુખી જ રહીએ.

### (30) મૂળ પ્રાર્થના

**य ऽ इमा विश्वा भुवनानि जुह्वदृषिर्होता न्यसीदत् पिता न: ।**
**स ऽ आशिषा द्रविणमिच्छमान: प्रथमच्छदवराँ २ ऽ आविवेश ।।**

यजु० १७.१७

**व्याख्यान : होता** (જગતની) ઉત્પત્તિ સમયે આપનાર અને પ્રલય સમયે સર્વને લેનાર પરમાત્મા જ છે. **ऋषिः** સર્વજ્ઞ આ સર્વ લોક લોકાંતર ભુવનોનો પોતાના સામર્થ્યથી કારણમાં હોમ *(પ્રલય)* કરીને **न्यसीदत्** નિત્ય અવસ્થિત રહે છે. તે જ અમારા પિતા છે. ફરીથી જ્યારે **द्रविणम्** દ્રવ્યરૂપ જગતને સ્વેચ્છાથી ઉત્પન્ન કરવા ધારે છે, ત્યારે તે પોતાના સામર્થ્યથી (ઉપાદાન કારણ અનાદિ 'મૂળ પ્રકૃતિ'માંથી) યથાયોગ્ય વિવિધ જગતને સહજ સ્વભાવથી રચે છે. આ ચરાચર **प्रथमच्छत्** વિસ્તીર્ણ જગતને રચીને - બનાવીને અનંત સ્વરૂપથી આચ્છાદિત કરે છે અને તેમાં અંતર્યામી સાક્ષી સ્વરૂપ થઈને પ્રવિષ્ટ થઈ રહ્યો છે, અર્થાત્ બહાર અને અંદર પરિપૂર્ણ થઈને રહેલ છે. તે જ નિશ્ચિતપણે આપણો પિતા છે. તેની સેવા છોડીને જે મનુષ્ય અન્ય મૂર્તિ આદિની સેવા-પૂજા કરે છે, તે કૃતઘ્નતા આદિ મહાદોષયુક્ત બનીને સદા દુઃખનો ભાગી બને છે. જે મનુષ્ય પરમ દયામય પિતાની આજ્ઞામાં રહે છે, તે સર્વ પ્રકારના આનંદનો સર્વદા ભોગ કરે છે.

### (૩૧) મૂળ સ્તુતિ

**इषे पिन्वस्व । ऊर्जे पिन्वस्व । ब्रह्मणे पिन्वस्व । क्षत्राय पिन्वस्व ।**
**द्यावापृथिवीभ्यां पिन्वस्व । धर्मासि सुधर्म ।अमेन्यस्मे नृम्णानि धारय**
**ब्रह्म धारय क्षत्रं धारय विशं धारय ।।**

यजु० ३८.१४

**व्याख्यान** : હે સર્વ સૌખ્યપ્રદેશ્વર (સુખ આપનાર ઈશ્વર) ! અમને **इषे** ઉત્તમ અન્નથી પુષ્ટ કરો, અન્નના અપાચનથી અથવા કુપાચનથી થતાં રોગોથી બચાવો તથા અમે કદાપિ અન્ન વિના દુઃખી ન થઈએ. હે મહાબળ ! **ऊर्जे** અમને અત્યંત પરાક્રમ માટે પુષ્ટ - દૃઢ કરો. હે વેદોને ઉત્પન્ન કરનાર !**ब्रह्मणे** અમને સત્ય વેદવિદ્યા (પ્રાપ્ત થાય એટલા) માટે બુદ્ધિ આદિ બળથી સદા પુષ્ટ અને બળયુક્ત કરો.

હે મહારાજાધિરાજ પરબ્રહ્મન્ ! **क्षत्राय** અખંડ ચક્રવર્તી રાજ્ય માટે શૌર્ય, ધૈર્ય, નીતિ, વિનય, પરાક્રમ અને બળ આદિ ઉત્તમ ગુણોથી યુક્ત કરી કૃપા કરીને અમને યથાવત્ પુષ્ટ કરો. અન્ય દેશવાસી રાજા અમારા દેશમાં કદી પણ ન હોય

તથા અમે કદી પણ પરાધીન ન બનીએ (ન રહીએ).

હે સ્વર્ગ અને પૃથ્વીના ઈશ ! **द्यावापृथिवीभ्याम्** સ્વર્ગ *(પરમ ઉત્કૃષ્ટ મોક્ષ સુખ)* (અને) પૃથ્વી *(સંસાર સુખ)* એ બંને માટે અમને સમર્થ કરો.

હે સુષ્ઠુ ધર્મશીલ ! આપ ધર્મ કરનાર છો તથા ધર્મ સ્વરૂપ પણ છો, માટે કૃપા કરીને અમને ધર્માત્મા બનાવો. **अमेनि** આપ વેરરહિત છો, અમને પણ વેરરહિત બનાવો તથા કૃપા કરીને **अस्मे** ***(अस्मभ्यम्)*** અમારા માટે **नृम्णानि** વિદ્યા, પુરુષાર્થ, હાથી, ઘોડા, સુવર્ણ, હીરા વગેરે રત્નો, ઉત્કૃષ્ટ રાજ્ય, ઉત્તમ પુરુષ અને પ્રીતિ વગેરે પદાર્થોને પ્રાપ્ત કરાવો, જેથી અમે કોઈ પદાર્થના અભાવે દુ:ખી ન થઈએ. હે સર્વના અધિપતિ ! 'બ્રાહ્મણ' *(પૂર્ણ વિદ્યાદિ સદ્ગુણયુક્ત)*, 'ક્ષત્ર' *(બુદ્ધિ, વિદ્યા અને શૌર્ય આદિ ગુણયુક્ત)*, 'વિશ' (વૈશ્ય) અનેક વિદ્યોદ્યમ – ઉદ્યમની નિપુણતા, બુદ્ધિ, વિદ્યા, ધન અને ધાન્ય આદિ (વસ્તુ)થી બળયુક્ત, તથા 'શૂદ્રાદિ' પણ સેવા આદિ ઉત્તમ ગુણયુક્ત (મનુષ્યો) અમારા રાજ્યમાં થાઓ. એ સર્વનું આપ જ ધારણ કરો, જેથી આપની કૃપાથી અમારું અખંડ ઐશ્વર્ય સદા બની રહે.

## (૩૨) મૂળ સ્તુતિ

**किं स्विदासीदधिष्ठानमारम्भणं कतमत् स्वित्कथासीत् ।**
**यतो भूमिं जनयन्विश्वकर्मा वि द्यामौर्णोन्महिना विश्वचक्षा: ।।**

यजु० १७.१८

**વ્યાખ્યાન** : *(પ્રશ્નોત્તર-વિદ્યાથી)* -

**પ્રશ્ન** : આ સંસારનું અધિષ્ઠાન – આધાર શું છે ? કારણ અને ઉત્પાદક કોણ છે ? કેવી રીતે છે ? તથા રચના કરનાર ઈશ્વરનું અધિષ્ઠાન આદિ શું છે ? તથા જગત અને ઈશ્વરનાં નિમિત્ત કારણ અને સાધન કયા છે ?

**ઉત્તર** : **यत:** આ સમસ્ત વિશ્વ *(જગતની રચનાનું કાર્ય )* જેણે કરેલ છે, તે **विश्वकर्मा** પરમાત્માએ અનંત સામર્થ્યથી (અનાદિ 'મૂળ પ્રકૃતિ'માંથી) આ જગત રચેલું છે. તે (પરમાત્મા) જ સમસ્ત જગતનું અધિષ્ઠાન – આધાર,

નિમિત્ત અને સાધનાદિ છે. તેણે પોતાના અનંત સામર્થ્યથી આ સર્વ જીવાદિ જગતને (અર્થાત્ અનાદિ જીવોનાં શરીર સહિત સમસ્ત જડ સૃષ્ટિને) યથાયોગ્ય રચેલ છે અને ભૂમિથી લઈને સ્વર્ગ સુધી રચીને પોતાના મહિમાથી **और्णोत्** આચ્છાદિત કરી રાખ્યું છે. અને પરમાત્માનાં અધિષ્ઠાન આદિ પરમાત્મા (સ્વયં) જ છે, અન્ય કોઈ નથી. તે જ સર્વનું ઉત્પાદન, રક્ષણ અને ધારણ આદિ કરે છે અને આનંદમય છે.

**પ્રશ્ન** : એ ઈશ્વર કેવો છે ?

**ઉત્તર** : **विश्वचक्षा:** સર્વ સંસારનો દ્રષ્ટા છે. જે તેને છોડીને અન્યનો આશ્રય કરે છે, તે દુઃખ સાગરમાં કેમ ન ડૂબે ?

## (૩૩) મૂળ પ્રાર્થના

**तनूपाऽ अग्नेऽसि तन्वं मे पाहि । आयुर्दाऽ अग्नेऽस्यायुर्मे देहि ।**
**वर्चोदाऽ अग्नेऽसि वर्चो मे देहि । अग्ने यन्मे**
**तन्वाऽ ऊनं तन्मऽआपृण ।।**

यजु० ३.१७

**વ્યાખ્યાન** : હે સર્વરક્ષક ઈશ્વર અગ્ને ! આપ અમારા શરીરના રક્ષક છો, તેથી કૃપા કરીને એ શરીરનું પાલન કરો. હે મહાવૈદ્ય ! આપ આયુ *(વય)* વધારનાર છો. મને સુખરૂપ શ્રેષ્ઠ આયુ આપો. હે અનંત વિદ્યા તેજયુક્ત ! આપ **वर्च:** વિદ્યાદિ તેજ અર્થાત્ યથાર્થ વિજ્ઞાન આપનાર છો, માટે અમને સર્વશ્રેષ્ઠ વિદ્યાદિ તેજ આપો. પૂર્વોક્ત શરીરાદિની રક્ષાથી અમને સદા આનંદમાં રાખો અને શરીર આદિમાં જે કંઈ **ऊनम्** ન્યૂનતા હોય તેને કૃપાદષ્ટિથી સુખ અને ઐશ્વર્યની સાથે સર્વ પ્રકારે આપ પરિપૂર્ણ કરો, જેથી અમને કોઈ પ્રકારના આનંદ અથવા શ્રેષ્ઠ પદાર્થની ન્યૂનતા ન રહે. હે પિતા ! અમે આપના પુત્ર - સંતાન જ્યારે પૂર્ણ આનંદમાં રહીએ તેમાં જ આપની શોભા છે, કારણ કે સંતાન નાની-મોટી વસ્તુ અથવા સુખ માતા-પિતા સિવાય બીજા કોની પાસેથી માગે ? આપ તો અમારા સર્વશક્તિમાન પિતા છો. સર્વ ઐશ્વર્ય અને સુખ આપનારાઓમાં (આપ) પૂર્ણ છો.

### (૩૪) મૂળ સ્તુતિ

**विश्वतश्चक्षुरुत विश्वतोमुखो विश्वतो बाहुरुत विश्वतस्पात् ।**
**सं बाहुभ्यां धमति संपत्रैर्द्यावाभूमी जनयन् देव एक: ।।**

यजु० १७.१९

**વ્યાખ્યાન** : વિશ્વ *(સમસ્ત જગત)*માં જેનાં ચક્ષુઓ *(દષ્ટિ)* છે, જેનાથી અદષ્ટ કોઈ વસ્તુ નથી (જેની દષ્ટિ બહાર કાંઈ નથી), જેનાં મુખ, હાથ, પગ તથા અન્ય કર્ણ આદિ પણ સર્વત્ર છે, જેની દષ્ટિમાં (બધું જ છે) અર્થાત્ જે સર્વદક્ (બધું જ જોનાર), સર્વવકતા (બધાંની સાથે અંતર્યામીરૂપે વાત કરનાર), સર્વધારક (સર્વને ધારણ કરનાર) અને સર્વગત (વ્યાપક) ઈશ્વર છે. જે તેનાથી ડરીને (વિચારીને) ચાલે તે જ ધર્માત્મા બની શકે છે, અન્યથા કદી પણ ધર્માત્મા બની શકતો નથી. તે જ વિશ્વકર્મા પરમાત્મા એક જ અદ્વિતીય છે. પૃથ્વીથી લઈને સ્વર્ગ સુધી સર્વ જગતના કર્તા છે. જેણે જેણે જેવાં જેવાં પાપ અથવા પુણ્ય કર્યાં છે, તેને તેને તે ન્યાયકારી, દયાળુ જગત પિતા પક્ષપાત છોડીને પોતાનાં અનંત બળ અને પરાક્રમરૂપી એ બંને હાથો દ્વારા સમ્યક્ રીતે **पतत्रै:** પ્રાપ્ત થવાવાળા સુખ-દુઃખ રૂપી ફળ પ્રાપ્ત કરનાર સર્વ જીવોને **धमति** *(ધમન-કંપન)* યથા યોગ્ય જન્મ-મરણ આદિને પ્રાપ્ત કરાવી રહ્યા છે. તે જ નિરાકાર, અજ (જન્મરહિત), અનંત, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયામય ઈશ્વરને છોડીને અન્ય કોઈને કદી પણ માનવો જોઈએ નહિ. તે જ આપણો યાચનીય (યાચના કરવા યોગ્ય), પૂજનીય, પ્રભુ, સ્વામી અને ઇષ્ટદેવ છે. તેનાથી જ આપણને સુખ પ્રાપ્ત થશે, અન્યથા કદી પણ નહિ.

### (૩૫) મૂળ સ્તુતિ

**भूभुर्व: स्व: सुप्रजा: प्रजाभि: स्याम् सुवीरो वीरै: सुपोष: पोषै: ।**
**नर्य प्रजां मे पाहि शंस्य पशून्मे पाहि अथर्य पितुं मे पाहि ।।**

यजु० ३.३७

**વ્યાખ્યાન** : હે સર્વ મંગલકારક ઈશ્વર ! આપ **भू:** સદા વર્તમાન -

વિદ્યમાન છો. **भुव:** વાયુ આદિ પદાર્થોના રચનાર છો. **स्व:** સુખરૂપ લોક (જગત)ના રચનાર છો. અમને ત્રણે લોકોનું સુખ આપો. હે સર્વના અધ્યક્ષ અધિપતિ ! આપ કૃપા કરો કે જેથી હું પુત્ર-પૌત્રાદિ ઉત્તમ ગુણયુક્ત પ્રજાથી શ્રેષ્ઠ પ્રજાવાળો બનું. સર્વોત્કૃષ્ટ વીર યોદ્ધાઓ દ્વારા **सुवीर:** યુદ્ધમાં સદા વિજયી બનું. હે મહા પુષ્ટિપ્રદ ! આપના અનુગ્રહથી (કૃપાથી) અત્યંત વિદ્યાદિ તથા સોમ, ઔષધિ, સુવર્ણાદિ અને આરોગ્યાદિથી સર્વ પ્રકારે પુષ્ટિયુક્ત બનું. હે **नर्य** મનુષ્યોને હિતકારક ! આપ મારી પ્રજાની રક્ષા કરો. હે **शंस्य** સ્તુતિ કરવા યોગ્ય ઈશ્વર ! આપ હાથી, ઘોડા આદિ પશુઓનું પાલન કરો. હે **अथर्य** વ્યાપક ઈશ્વર ! **पितुम्** મારા અન્નની રક્ષા કરો. હે દયાનિધે ! અમને સર્વ ઉત્તમ પદાર્થોથી પરિપૂર્ણ કરો તથા સદા આનંદમાં રાખો.

### (૩૬) મૂળ સ્તુતિ

**किं स्विद्वनं कऽउ स वृक्षऽआस यतो द्यावापृथिवी निष्टतक्षुः ।**
**मनीषिणो मनसा पृच्छतेदु तद्यदध्यतिष्ठद् भुवनानि धारयन् ।।**

यजु० १७.२०

**વ્યાખ્યાન : પ્રશ્ન :** વિદ્યા એટલે શું ? વન અને વૃક્ષ કોને કહે છે ?

**ઉત્તર :** જે સામર્થ્યથી (સૃષ્ટિના ઉપાદાન કારણ અનાદિ 'મૂળ પ્રકૃતિ'માંથી) વિશ્વકર્મા ઈશ્વરે, જેવી રીતે તક્ષા *(સુથાર)* અનેક પ્રકારની રચના કરીને - ઘાટ આપીને અનેક પદાર્થો રચે છે, તેવી રીતે સ્વર્ગ *(સુખ વિશેષ)* અને ભૂમિ, મધ્ય *(સુખવાળો લોક)* તથા નરક *(દુઃખ વિશેષ)* અને સર્વ લોકોને રચ્યાં છે, તેને વન અને વૃક્ષ કહે છે. હે **मनीषिण:** વિદ્વાનો ! જે સર્વ ભુવનોને ધારણ કરીને સમસ્ત જગતમાં અને સર્વની ઉપર વિરાજમાન થઈ રહ્યો છે, તેના વિષયમાં પ્રશ્ન તથા તેનો નિશ્ચય (ઉત્તર) તમે લોકો કરો. **मनसा** તેના વિજ્ઞાનથી જીવોનું કલ્યાણ થાય છે, અન્યથા નહિ.

### (૩૭) મૂળ પ્રાર્થના

**तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् ।**

**पश्येम शरदः शतं जीवेम शरदः शत ँ शृणुयाम शरदः शतं प्र ब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ।।**

यजु० ३६.२४

**વ્યાખ્યાન** : તે બ્રહ્મ **चक्षुः** સર્વ દ્રષ્ટા ચેતન છે તથા 'દેવ' અર્થાત્ વિદ્વાનોને માટે અથવા મન આદિ ઇન્દ્રિયોને માટે હિતકારક મોક્ષ વગેરે સુખનો દાતા છે. **पुरस्तात्** સર્વનું આદિ - પ્રથમ (નિમિત્ત) કારણ તે જ છે. **शुक्रम्** સર્વનો રચયિતા અથવા શુદ્ધ સ્વરૂપ છે. **उच्चरत्** પ્રલય પછી તે જ (પોતાના નિત્ય કૂટસ્થ સ્વરૂપમાં) રહે છે. તેની કૃપાથી અમે સો વર્ષ સુધી જોઈએ, જીવીએ, સાંભળીએ, બોલીએ અને કદીપણ પરાધીન ન બનીએ, અર્થાત્ બ્રહ્મજ્ઞાન, બુદ્ધિ અને પરાક્રમ સહિત ઇન્દ્રિયો તથા સર્વ શરીર (સદા) સ્વસ્થ રહે. આપ એવી કૃપા કરો કે મારું કોઈ અંગ નિર્બળ *(ક્ષીણ)* અને રોગયુક્ત ન બને તથા સો વર્ષથી અધિક સમય સુધી પણ આપની કૃપાથી અમે જોઈએ, જીવીએ, સાંભળીએ, બોલીએ અને સ્વાધીન જ રહીએ.

### (૩૮) મૂળ પ્રાર્થના

**या ते धामानि परमाणि यावमा या मध्यमा विश्वकर्मन्नुतेमा ।**
**शिक्षा सखिभ्यो हविषि स्वधावः स्वयं यजस्व तन्वं वृधानः ।।**

यजु० १७.२१

**વ્યાખ્યાન** : હે સર્વવિધાયક વિશ્વકર્મા ઈશ્વર ! જે આપના સ્વરચિત ઉત્તમ, મધ્યમ અને નિકૃષ્ટ ત્રિવિધ ધામ *(લોક)* છે, તે સર્વ લોકોની શિક્ષા જે અમે આપના મિત્રો છીએ તેથી અમને પ્રાપ્ત કરાવો. તે યથાર્થ વિદ્યા (જ્ઞાન) હોવાથી (તેને પ્રાપ્ત કરવાથી) અમે સર્વ લોકોમાં સદા સુખી રહીએ તથા એ લોકોનાં **हविषि** દાન અને ગ્રહણ વ્યવહારમાં અમે ચતુર બનીએ. હે **स्वधावः** સ્વ સામર્થ્ય આદિ ધારણ કરનાર ! અમારા શરીર આદિ પદાર્થોની વૃદ્ધિ કરનાર આપ જ છો. **यजस्व** અમને વિદ્યાદિ ગુણોનું દાન આપ સ્વયં કરો (કે જેથી) અમે વિદ્વાનોનો સત્કાર અને સર્વ સજ્જનોને માટે સુખ આદિની સંગતિ (સમાગમ) કરી શકીએ. આપ

આપની ઉદારતાથી જ અમને સર્વ સુખ આપો છો, છતાં પણ અમે આપને પ્રસન્ન કરવામાં જરા પણ સમર્થ નથી. આપને અનુકૂળ સર્વથા વર્તમાન (વર્તાવ કે કાર્ય) કરી શકીએ તેમ નથી. પરંતુ આપ તો અધમ (પતિતોના) ઉદ્ધારક છો, જેથી અમને સ્વકૃપાથી સુખી કરો.

### (૩૯) મૂળ સ્તુતિ

**यन्मे छिद्रं चक्षुषो हृदयस्य मनसो वातितृण्णं बृहस्पतिर्मे तद्दधातु ।**
**शं नो भवतु भुवनस्य यस्पति: ।।**

यजु० ३६.२

**વ્યાખ્યાન** : હે સર્વ સંધાયક ઈશ્વર ! મારાં ચક્ષુ *(નેત્ર)*, હૃદય *(પ્રાણાત્મા)*, મન, બુદ્ધિ, વિજ્ઞાન, વિદ્યા અને સર્વ ઇન્દ્રિયો અને તેનાં છિદ્રો, નિર્બળતા, રાગ, દ્વેષ, ચંચળતા અથવા મંદતા આદિ વિકારોનું નિવારણ*(નિર્દોષતા)* કરીને આપ જ સત્યધર્મ આદિમાં સ્થાપન કરો; કારણ કે આપ **बृहस्पति:** *(સર્વથી મોટા)* છો. તે આપની મોટાઈ તરફ જોઈને આ મોટું કામ આપ અવશ્ય કરો, જેથી અમે આપ અને આપની આજ્ઞા પાલનમાં યથાર્થ તત્પર રહીએ. અમારાં સર્વ છિદ્રોને આપ જ ઢાંકો. આપ સમસ્ત ભુવનોના પતિ (સ્વામી) છો. જેથી અમે આપને વારંવાર પ્રાર્થના કરીએ છીએ કે અમારા પર સદા કૃપાદષ્ટિ રાખી કલ્યાણકારક બનો. હે પરમાત્મન્ ! આપના સિવાય અમારું કલ્યાણ કરનાર બીજું કોઈ નથી. અમને બધી રીતે આપનો જ ભરોસો છે. જે આપ જ પૂર્ણ કરશો.

### (૪૦) મૂળ પ્રાર્થના

**विश्वकर्मा विमना ऽ आद्विहाया धाता विधाता परमोत सन्दृक् ।**
**तेषामिष्टानि समिषा मदन्ति यत्रा सप्तऽऋषीन् परऽ एकमाहु: ।।**

यजु० १७.२६

**વ્યાખ્યાન** : સર્વજ્ઞ સર્વરચક ઈશ્વર **विश्वकर्मा** *(વિવિધ જગત ઉત્પાદક)* છે તથા **विमना:** વિવિધ *(અનંત)* વિજ્ઞાનયુક્ત છે તથા **आद्विहाया** સર્વવ્યાપક

અને આકાશ સમાન નિર્વિકાર, ક્ષોભરહિત અને સર્વ અધિકરણ છે. તે જ સર્વ જગતના **धाता** ધારણકર્તા છે. **विधाता** વિવિધ વિચિત્ર જગતના ઉત્પાદક છે તથા **परम उत** સર્વોત્કૃષ્ટ છે. **सन्दृक्** સર્વનાં પાપ અને પુણ્યને યથાવત્ જોનાર છે. જે મનુષ્યો તે ઈશ્વરની જ ભક્તિ, તે ઈશ્વર પર જ વિશ્વાસ અને તેનો જ સત્કાર *(પૂજા)* કરે છે, તેને છોડીને અન્ય કોઈને લેશમાત્ર પણ માનતા નથી, તે મનુષ્યોને જ ઇચ્છિત સુખ પ્રાપ્ત થાય છે, બીજાઓને નહિ. તે ઈશ્વર પોતાના ભક્તોને સુખમાં જ રાખે છે અને તે ભકતો સમ્યક્ સ્વેચ્છાપૂર્વક **मदन्ति** સદા પરમ આનંદમાં જ રહે છે, દુઃખને પ્રાપ્ત થતા નથી. તે પરમાત્મા એક – અદ્વિતીય છે. જે પરમાત્માના સામર્થ્યથી સપ્ત (લોક) અર્થાત્ પાંચ પ્રાણ, અંતઃકરણ અને જીવ એ સર્વ પ્રલયના સમયે કારણભૂત જ રહે છે, તે જ (પરમાત્મા) જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયમાં નિર્વિકાર અને આનંદસ્વરૂપ રહે છે. તેની જ ઉપાસના કરવાથી આપણે સદા સુખી રહી શકીએ છીએ.

### (૪૧) મૂળ સ્તુતિ

**चतु: स्रक्तिर्नाभिर्ऋतस्य सप्रथा: स नो विश्वायु: सप्रथा: स न: सर्वायु: सप्रथा: । अप द्वेषोऽअप ह्वरोऽन्यव्रतस्य सश्चिम ।।**

यजु० ३८.२०

**વ્યાખ્યાન** : હે મહાવૈદ્ય ! સર્વ રોગનાશક ઈશ્વર ! ચાર ખૂણાવાળી નાભિ *(મર્મસ્થાન)* ઋત (રસ)થી ભરેલી, આરોગ્યયુકત અને વિજ્ઞાનનું ઘર (વિજ્ઞાનથી સંપૂર્ણ) **सप्रथा:** આપની કૃપાથી વિસ્તૃત સુખયુક્ત થાઓ, તથા આપની કૃપાથી **विश्वायु:** પૂર્ણ આયુ થાઓ. જેમ આપ સર્વ સામર્થ્યથી વિસ્તીર્ણ છો તેમ જ અમને વિસ્તૃત – વિસ્તારવાળું સુખયુકત સર્વ આયુ આપો. હે શાંતસ્વરૂપ ! અમે **अपद्वेष:** આપની કૃપાથી દ્વેષરહિત તથા **अपह्वर:** ચલન *(કંપન)* રહિત બનીએ. આપની આજ્ઞા અને આપના સિવાય બીજા કોઈને લેશમાત્ર પણ ઈશ્વર માનીએ નહિ, એ જ અમારું વ્રત છે. એથી બીજું વ્રત અમે કદી પણ ન માનીએ. પરંતુ આપનું **सश्चिम** સદા સેવન કરીએ. એ જ અમારો પરમ નિશ્ચય છે. આપ કૃપા કરીને એ પરમ નિશ્ચયની રક્ષા કરો – પાલન કરાવો.

## (૪૨) મૂળ પ્રાર્થના

**यो न: पिता जनिता यो विधाता धामानि वेद भुवनानि विश्वा ।**
**यो देवानां नामधाऽएकऽएव तँसम्प्रश्नं भुवना यन्त्यन्या ।।**

यजु० १७.२७

**વ્યાખ્યાન** : હે મનુષ્યો ! જે આપણો પિતા *(નિત્ય પાલન કરનાર)*, **जनिता** *(જનક)* ઉત્પાદક **विधाता** સર્વ મોક્ષસુખાદિનો વિધાયક *(સિદ્ધિકર્તા)* **विश्वा** સર્વ ભુવન - લોકલોકાંતર **धाम** અર્થાત્ સ્થિતિનાં સ્થાનોને યથાવત્ જાણનાર, સર્વ ઉત્પન્ન થયેલા ભૂતમાત્રમાં વિદ્યમાન (ઉપસ્થિત) છે, જે **देवा०** દિવ્ય સૂર્ય આદિ લોકો (પદાર્થો), અન્ય (ઇન્દ્રિયાદિ આત્માનાં સાધનો) તથા વિદ્વાનોનાં નામની વ્યવસ્થાદિ કરનાર એક અદ્વિતીય તે જ (પરમાત્મા) છે, અન્ય કોઈ નથી. તે જ આપણો સ્વામી અને પિતાદિ છે. તેમાં કોઈ શંકા રાખવી નહિ તથા તે જ પરમાત્માના (વિષયમાં) સારી રીતે પ્રશ્ન-ઉત્તર કરવામાં વિદ્વાન, વેદાદિ શાસ્ત્ર અને પ્રાણીમાત્ર તત્પર રહે છે. કારણ કે પરમાત્મા તેની આજ્ઞા અને તેણે રચેલાં જગતનું યથાર્થ નિશ્ચયપૂર્વક *(જ્ઞાન)* કરવું એ જ અત્યંત પુરુષાર્થ છે. તેના (જ્ઞાન)થી જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પ્રકારના પુરુષાર્થનાં ફળની સિદ્ધિ (પ્રાપ્તિ) થાય છે, અન્યથા નહિ. એટલા માટે જ સર્વ મનુષ્યોએ ધર્માદિ પદાર્થોની યથાવત્ સિદ્ધિ તન, મન, ધન અને આત્માના પૂર્ણ પ્રયત્નથી તથા ઈશ્વરની સહાયતાથી અવશ્ય કરવી જોઈએ.

## (૪૩) મૂળ સ્તુતિ

**यज्जाग्रतो दूरमुदैति दैवं तदु सुप्तस्य तथैवैति ।**
**दूरङ्गमं ज्योतिषां ज्योतिरेकं तन्मे मन: शिवसंकल्पमस्तु ।।**

यजु० ३४.१

**વ્યાખ્યાન** : હે ધર્મ્યનિરુપદ્રવ - ધાર્મિકો માટે ઉપદ્રવરહિત પરમાત્મા ! આપની કૃપાથી મારું મન સદા **शिवसंकल्प** ધર્મ અને કલ્યાણકારી સંકલ્પવાળું બને. કદી પણ અધર્મકારી ન બને. તે મન કેવું છે ? મનુષ્યની જાગૃત અવસ્થામાં

દૂર-દૂર જનાર-આવનાર (ભટકનાર) છે. જેનો દૂર જવાનો (ભટકવાનો) સ્વભાવ જ છે. અગ્નિ, સૂર્યાદિ, શ્રોતાદિ ઇન્દ્રિયો, એ જ્યોતિ-પ્રકાશકોનું પણ જ્યોતિ-પ્રકાશક છે. અર્થાત્ મન વિના કોઈ પદાર્થનો પ્રકાશ - જ્ઞાન કદી પણ થતું નથી. તે એક મહાચંચળ, વેગવાન મન આપની કૃપાથી જ સ્થિર, શુદ્ધ, ધર્માત્મા અને વિદ્યાયુક્ત બની શકે છે. **देवम्** દેવ *(આત્મા)*નું મુખ્ય સાધક, ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળને જાણનારું છે. તે આપના (સર્વનિયંતાના) જ વશમાં છે. તેને આપ અમારા વશમાં યથાવત્ સારી રીતે કરો, જેથી અમે કદાપિ કુકર્મમાં ફસાઈએ નહિ અને હંમેશાં વિદ્યા, ધર્મ અને આપની સેવામાં તત્પર રહીએ.

### (૪૪) મૂળ પ્રાર્થના

**न तं विदाथ य इमा जजानान्यद्युष्माकमन्तरं बभूव ।**
**नीहारेण प्रावृता जल्प्या चासुतृप उक्थशासश्चरन्ति ।।**

यजु० १७.३१

**વ્યાખ્યાન** : હે જીવો ! જે પરમાત્મા આ સર્વ ભુવનો (જગત)ને બનાવનાર વિશ્વકર્મા છે, તેને તમે જાણતા નથી. એટલા માટે તમે **नीहारेण** અત્યંત અવિદ્યાથી ઘેરાયેલ, મિથ્યાવાદ, નાસ્તિકતા અને બકવાદ કરો છો. જેથી તમને દુઃખ જ મળશે, સુખ નહિ મળે. તમે **असुतृपः** કેવળ સ્વાર્થની સાધનામાં અને પ્રાણ (પોતાના પિંડ) પોષણ માત્રમાં પ્રવૃત્ત થઈ રહ્યા છો. **उक्थशासश्चरन्ति** કેવળ વિષયો-ભાગો માટે જ અવૈદિક કર્મ કરવામાં પ્રવૃત્ત થઈ રહ્યા છો અને જેણે આ સર્વ ભુવનોની રચના કરી છે તે સર્વશક્તિમાન અને ન્યાયકારી પરબ્રહ્મથી વિપરીત ચાલો છો, માટે જ તમે તેને જાણતા નથી.

**પ્રશ્ન** : તે બ્રહ્મ અને આપણે (જીવાત્મા) એ બંને એક છીએ કે નહિ ?

**ઉત્તર** : **यद्युष्माकमन्तरं** બ્રહ્મ અને જીવની એકતા વેદ અને યુક્તિથી કદી સિદ્ધ થઈ શકતી નથી, કારણ કે જીવ અને બ્રહ્મની પૂર્વ અનાદિ કાળથી ભિન્નતા રહેલી છે. જીવ અવિદ્યા આદિ દોષોથી યુક્ત છે. બ્રહ્મ અવિદ્યા આદિ દોષોથી યુક્ત નથી - દોષરહિત છે. આથી એ નિશ્ચિત થાય છે કે જીવ અને બ્રહ્મ એક ન હતા, ન થશે અને ન છે. પરંતુ જીવ અને બ્રહ્મનો સંબંધ વ્યાપ્ય-વ્યાપક,

આધાર-આધેય અને સેવ્ય-સેવકાદિ છે. જેથી કોઈપણ મનુષ્યે જીવ અને બ્રહ્મની એકતા માનવી યોગ્ય નથી.

### (૪૫) મૂળ સ્તુતિ

**भग एव भगवां २ ऽ अस्तु देवास्तेन वयं भगवन्त: स्याम ।**
**तं त्वा भग सर्व इज्ञोहवीति स नो भग पुर एता भवेह ।।**

यजु० ३४.३८

**વ્યાખ્યાન :** હે સર્વના અધિપતિ ! મહારાજેશ્વર ! આપ **भग:** પરમ ઐશ્વર્ય સ્વરૂપ હોવાથી ભગવાન છો. હે ***(देवा:)*** વિદ્વાનો ! **तेन *(भगवता प्रसन्नेश्वरसहायेन)*** તે ભગવાન - પ્રસન્ન (આનંદસ્વરૂપ) ઈશ્વરની સહાયતાથી આપણે પરમ ઐશ્વર્યયુક્ત બનીએ. હે **भग** પરમેશ્વર ! સમસ્ત સંસાર **तन्त्वा** આપને જ ગ્રહણ કરવાની અત્યંત ઇચ્છા કરે છે, કારણ કે એવો કોણ ભાગ્યહીન - હતભાગી મનુષ્ય હોય કે જે આપને પ્રાપ્ત કરવાની ઇચ્છા ન કરે ? આપ તો અમને પ્રથમથી જ પ્રાપ્ત થયા છો. પછી કોઈપણ સમયે આપ અને (આપનું) ઐશ્વર્ય અમારાથી દૂર ન થાઓ. આપ અમને આપની કૃપાથી આ જન્મમાં પરમ ઐશ્વર્યનો યથાયોગ્ય ભોગ કરાવો અને અમે આપની સેવામાં નિત્ય તત્પર રહીએ.

### (૪૬) મૂળ પ્રાર્થના

**गणानां त्वा गणपतिम् हवामहे प्रियाणां त्वा प्रियपतिम्**
**हवामहे निधीनां त्वा निधिपतिम् हवामहे वसो मम ।**
**आहमजानि गर्भधमा त्वमजासि गर्भधम् ।।**

यजु० २३.१९

**વ્યાખ્યાન :** હે સમૂહના અધિપતિ ! આપ મારા સર્વ સમૂહોના પતિ હોવાથી આપને 'ગણપતિ' નામથી ગ્રહણ - સંબોધન કરું છું તથા આપ જ મારા પ્રિય કર્મકારી પદાર્થો અને મનુષ્યોના પાલક છો. એથી આપને હું 'પ્રિયપતિ' અવશ્ય જાણું. એવી જ રીતે મારા સર્વ નિધિ - ભંડારના પતિ - સ્વામી હોવાથી

આપને હું નિશ્ચિતરૂપે 'નિધિપતિ' જાણું. હે **वसो** સર્વ જગતને જે સામર્થ્યથી ઉત્પન્ન કરેલ છે, તે આપના સામર્થ્યનું ધારણ અને પોષણ કરનાર આપને જ હું જાણું. સર્વનું કારણ આપનું સામર્થ્ય છે. એ જ સમસ્ત જગતનું ધારણ અને પોષણ કરે છે. એ જીવાદિ - પ્રાણી જગત તો જન્મ ધારણ કરે છે અને મરણ પામે છે, પરંતુ આપ તો સદાને માટે અજન્મા અને અમૃત સ્વરૂપ છો. આપની કૃપાથી અધર્મ, અવિદ્યા, દુષ્ટભાવ આદિને **अजानि** દૂર ફેંકી દઉં તથા અમે સર્વ આપની જ **हवामहे** અત્યંત સ્પર્ધા *(પ્રાપ્તિની ઇચ્છા)* કરીએ છીએ. તો હવે આપ અમને તત્કાળ પ્રાપ્ત થાઓ. જો આપ અમને પ્રાપ્ત થવામાં (મળવામાં) જરા પણ વિલંબ કરશો (થોડું પણ મોડું કરશો) તો અમારું ક્યાંય કાંઈ ઠેકાણું નહિ રહે.

### (૪૭) મૂળ પ્રાર્થના

**अग्ने व्रतपते व्रतं चरिष्यामि तत्छकेयं तन्मे राध्यताम् ।**

**इदमहमनृतात्सत्यमुपैमि ।।**

यजु० १.५

**વ્યાખ્યાન** : હે સચ્ચિદાનંદ, સ્વપ્રકાશસ્વરૂપ ઈશ્વર-અગ્ને ! હું બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ આદિ સત્યવ્રતોનું આચરણ કરીશ. તો આપ કૃપા કરીને એ વ્રતોને સારી રીતે સિદ્ધ - સફળ બનાવો તથા હું અનૃત - અનિત્ય દેહાદિ પદાર્થોથી જુદો રહીને એ યથાર્થ સત્ય કે જેનો કદાપિ વ્યભિચાર (વિકાર) - વિનાશ થતો નથી, એવા વિદ્યાદિ લક્ષણવાળા ધર્મને પ્રાપ્ત કરું એવી મારી ઇચ્છાને આપ પૂર્ણ કરો, જેથી હું સભ્ય, વિદ્વાન, સત્ય આચરણયુક્ત બની આપની ભક્તિથી યુક્ત રહી ધર્માત્મા બનું.

### (૪૮) મૂળ સ્તુતિ

**य आत्मदा बलदा यस्य विश्वऽउपासते प्रशिषं यस्य देवा: ।**

**यस्य च्छायामृतं यस्य मृत्यु: कस्मै देवाय हविषा विधेम ।।**

यजु० २५.१३

**વ્યાખ્યાન** : હે મનુષ્યો ! જે પરમાત્મા આપણને **आत्मदा:** આત્માનો આપનાર (અર્થાત્ કર્માનુસાર વિભિન્ન શરીર સાથે આત્માને સંયુક્ત કરનાર) તથા આત્મજ્ઞાન આદિનો દાતા છે, જીવપ્રાણદાતા (જીવન અને પ્રાણ આપનાર) તથા **बलदा:** ત્રિવિધબળ – એક માનસ વિજ્ઞાનબળ, બીજું ઇન્દ્રિયબળ અર્થાત્ શ્રોત્રાદિની સ્વસ્થતા, તેજોવૃદ્ધિ અને ત્રીજું શરીરબળ – મહાપુષ્ટિ, અંગોની દઢતા અને વીર્ય આદિની વૃદ્ધિ, આ ત્રણે બળોનો દાતા છે. જેના **प्रशिषम्** અનુશાસન *(શિક્ષામર્યાદા)*ને વિદ્વાનો યથાવત્ માને છે. સર્વ પ્રાણી અને અપ્રાણી, જડ અને ચેતન, વિદ્વાન અથવા મૂર્ખ કોઈ કદીપણ પરમાત્માના નિયમોનું ઉલ્લંઘન કરી શકતાં નથી. જેમ કે, કાનથી સાંભળવું, આંખથી જોવું એનાથી વિપરીત કોઈનાથી કરી શકાતું નથી. જેની છાયા – આશ્રય જ અમૃત – વિજ્ઞાની મનુષ્યો માટે મોક્ષ – કહેવાય છે અને જેની અછાયા *(અકૃપા)* દુષ્ટ મનુષ્યો માટે વારંવાર મરણ અને જન્મરૂપ મહાક્લેશદાયક છે. હે સજ્જન મિત્રો ! તે જ એક પરમ સુખદાયક પિતા છે. આવો, આપણે સર્વ મળીને પ્રેમ, વિશ્વાસ અને ભક્તિ કરીએ. કદી પણ તે (પરમાત્મા)ને છોડીને બીજાને ઉપાસના યોગ્ય ન માનીએ. તે જ આપણને અત્યંત સુખ આપશે એમાં કોઈપણ પ્રકારનો સંદેહ નથી.

## (૪૯) મૂળ સ્તુતિ

**उपहूताऽ इह गावऽ उपहूताऽ अजावय: ।**

**अथोऽअन्नस्य कीलालऽ उपहूतो गृहेषु न: ।**

**क्षेमाय व: शान्त्यै प्रपद्ये शिवँ शग्मँ शंयो: शंयो: ।।**

यजु० ३.४३

**વ્યાખ્યાન** : હે પશુ આદિના પતિ ! મહાત્મન્ ! આપની કૃપાથી જ ઉત્તમ-ઉત્તમ ગાય, ભેંસ, ઘોડા, હાથી, બકરી, ઘેટાં તથા ઉપલક્ષણથી અન્ય સુખદાયક સર્વ પશુઓ અને અન્ન, સર્વ રોગનાશક ઔષધિઓના શ્રેષ્ઠ રસો **न:** અમારાં ઘરોમાં નિત્ય સ્થિર – પ્રાપ્ત કરાવો, જેથી અમને કોઈ પદાર્થ વિના દુઃખ ન થાય. હે વિદ્વાનો ! **व: (युष्माकम्)** આપના સંગથી અને ઈશ્વરની કૃપાથી ક્ષેમ, કુશળતા, શાંતિ તથા સર્વ પ્રકારના ઉપદ્રવના વિનાશ માટે **शिवम्**

મોક્ષનું સુખ **शग्मम्** અને સંસારના સુખને હું યથાવત્ પ્રાપ્ત કરું. હું મોક્ષના સુખની તથા પ્રજા આદિના સુખની કામના કરું છું. તો મારી એ બંને કામનાઓ આપ યથાવત્ જલદી પૂરી કરો. પોતાના ભકતોની કામનાઓ અવશ્ય પૂરી કરવાનો તો આપનો સ્વભાવ જ છે.

### (૫૦) મૂળ પ્રાર્થના

**तमीशानं जगतस्तस्थुषस्पतिं धियञ्जिन्वमवसे हूमहे वयम् ।**

**पूषा नो यथा वेदसामसद् वृधे रक्षिता पायुरदब्धः स्वस्तये ।।**

यजु० २५.१८

**व्याख्यान** : હે સુખ અને મોક્ષની ઇચ્છા કરનાર મનુષ્યો ! તે પરમાત્માને જ **हूमहे** પ્રાપ્ત કરવા માટે આપણે અત્યંત સ્પર્ધા (ઇચ્છા) કરીએ છીએ, કે તે આપણને ક્યારે મળશે. કારણ કે તે **ईशानम्** *(સર્વ જગતના સ્વામી)* છે અને ઈશન *(ઉત્પાદન)* કરવાની ઇચ્છા કરનાર છે. જગત બે પ્રકારનું છે - ચર અને અચર. એ બંને પ્રકારનાં જગતનું પાલન કરનાર તે જ છે. **धियञ्जिन्वम्** વિજ્ઞાનમય, વિજ્ઞાનપ્રદ અને તૃપ્તિકારક ઈશ્વર સિવાય બીજો કોઈ નથી. તેનું **अवसे** આપણી રક્ષા માટે આપણે સ્પર્ધા *(ઇચ્છા)* પૂર્વક આહ્‌વાન કરીએ છીએ. જેવી રીતે તે ઈશ્વર **पूषा** આપણા માટે પોષણ કરનાર છે, તેવી જ રીતે **वेदसाम्** ધન અને વિજ્ઞાનોની વૃદ્ધિના **रक्षिता** રક્ષક છે તથા **स्वस्तये** ઉપદ્રવ ન રહે એટલા માટે આપણો **पायुः** પાલક પણ તે જ છે અને **अदब्धः** હિંસારહિત છે. એટલા માટે હે મનુષ્યો ! ઈશ્વર જે નિરાકાર, સર્વ આનંદપ્રદ છે, તેને ભૂલશો નહિ. તેના વિના સુખનું બીજું કોઈ ઠેકાણું (સ્થાન) નથી.

### (૫૧) મૂળ સ્તુતિ

**मयीदमिन्द्रऽ इन्द्रियं दधात्वस्मान् रायो मघवानः सचन्ताम् ।**

**अस्माकँ सन्त्वाशिषः सत्या नः सन्त्वाशिषः ।।**

यजु० २.१०

**व्याख्यान** : હે ઇન્દ્ર પરમ ઐશ્વર્યવાન ઈશ્વર ! **मयि** મારામાં વિજ્ઞાનાદિ શુદ્ધ ઇન્દ્રિયો, **राय:** અને ઉત્તમ ધનને **मघवान:** આપ પરમ ધનવાન છો **सचन्ताम्** તત્કાળ પ્રાપ્ત કરાવો. હે સર્વ કામ પૂર્ણ કરનાર ઈશ્વર ! આપની કૃપાથી અમારી આશાઓ સત્ય (ફળીભૂત) જ થવી જોઈએ *(પુનરુક્ત પાઠ અત્યંત પ્રેમ અને ત્વરા જણાવે છે).* હે ભગવન્ ! અમારી ઇચ્છા આપ તત્કાળ સત્ય કરો, જેથી ન્યાયયુક્ત ઇચ્છા સિદ્ધ થવાથી અમે સદા પરમાનંદમાં રહીએ.

## (પર) મૂળ પ્રાર્થના

**सदसस्पतिमद्‌भुतं प्रियमिन्द्रस्य काम्यम् ।**
**सनिं मेधामयासिषम् स्वाहा ।।**

यजु. ३२.१३

**व्याख्यान** : હે સભાપતે ! વિદ્યામય, ન્યાયકારી, સભાસદ, સભાપ્રિય ! સભા જ અમારો ન્યાયકારી રાજા બને એવી ઇચ્છાવાળા આપ અમને કરો (અમે એ જ ઇચ્છા કરીએ). કોઈ એક મનુષ્યને અમે રાજા કદી ન બનાવીએ. પરંતુ (સભાથી પણ સુખદાયક) આપને જ અમે સભાપતિ, સમાધ્યક્ષ, રાજા માનીએ. આપ અદ્‌ભુત આશ્ચર્યમય, વિચિત્ર, શક્તિના ભંડાર અને પ્રિયસ્વરૂપ જ છો. **इन्द्र** આપ જ જીવોના કમનીય *(કામના કરવા યોગ્ય)* છો. **सनिम्** આપ જ જીવોના સમ્યક્ ભજન કરવા યોગ્ય તથા સેવનીય પણ છો. હે ભગવન્ ! હું મેધા અર્થાત્ વિદ્યા, સત્ય, ધર્માદિ ધારણાવાળી બુદ્ધિની યાચના કરું છું, જે આપ કૃપા કરીને આપો. **स्वाहा** એ જ મારી વાણી કહે છે કે એક ઈશ્વર સિવાય બીજો કોઈ પણ જીવોનો સેવનીય નથી. વેદમાં ઈશ્વરની એ જ આજ્ઞા છે. તેથી સર્વ મનુષ્યોએ માનવા યોગ્ય છે.

## (પ૩) મૂળ સ્તુતિ

**यां मेधां देवगणा: पितरश्चोपासते ।**
**तया मामद्य मेधयाग्ने मेधाविनं कुरु स्वाहा ।।**

यजु० ३२.१४

**વ્યાખ્યાન** : હે સર્વજ્ઞ અગ્ને ! પરમાત્મન્ ! જે વિજ્ઞાનયુક્ત અને યથાર્થ ધારણાવાળી બુદ્ધિને દેવોનો *(વિદ્વાનોનો)* સમૂહ **उपासते** ધારણ કરે છે, તથા યથાર્થ પદાર્થ વિજ્ઞાનવાળા **पितरः** જે બુદ્ધિને ઉપ-આશ્રિત છે, એ બુદ્ધિથી કૃપા કરીને આ જ સમયે - અત્યારે જ મને મેધાવી બનાવો. **स्वाहा** આ (વિનય)ને આપ અનુગ્રહ અને પ્રીતિથી સ્વીકારો કે જેથી મારી સર્વ જડતા (અજ્ઞાન-અવિદ્યા) દૂર થઈ જાય.

### (૫૪) મૂળ પ્રાર્થના

**मेधां मे वरुणो ददातु मेधामग्निः प्रजापतिः ।**
**मेधामिन्द्रश्च वायुश्च मेधां धाता ददातु मे स्वाहा ।।**

यजु० ३२.१५

**વ્યાખ્યાન** : હે સર્વ ઉત્કૃષ્ટ ઈશ્વર ! આપ **वरुणः** વર *(વરણીય)* આનંદસ્વરૂપ છો. કૃપા કરીને મને મેધા, સર્વ વિદ્યાસંપન્ન બુદ્ધિ આપો તથા **अग्निः** વિજ્ઞાનમય, વિજ્ઞાનપ્રદ **प्रजापतिः** સમસ્ત સંસારના અધિષ્ઠાતા, પાલક, **इन्द्रः** પરમ ઐશ્વર્યવાન, **वायुः** વિજ્ઞાનવાન અનંતબળ, **धाता** સંપૂર્ણ જગતનું ધારણ અને પોષણ કરનાર આપ મને અતિ ઉત્તમ મેધા *(બુદ્ધિ)* આપો.[1]

### (૫૫) મૂળ સ્તુતિ

**इदं मे ब्रह्म च क्षत्रं चोभे श्रियमश्नुताम् ।**
**मयि देवा दधतु श्रियमुत्तमां तस्यै ते स्वाहा ।।**

यजु० ३२.१६

**વ્યાખ્યાન** : હે મહાવિદ્યાવાન, મહારાજ, સર્વેશ્વર ! અમારા **ब्रह्म** *(વિદ્વાન)* અને **क्षत्रम्** *(રાજા તથા રાજ્ય, મહાચતુર, ન્યાયકારી, શૂરવીર રાજાદિ*

*૧. ઈશ્વર પાસે અનેક વાર માંગવું એ અત્યંત પ્રીતિનું દ્યોતક અને તત્કાળ દાન કરે એટલા માટે છે. બુદ્ધિથી શ્રેષ્ઠ કોઈ પદાર્થ નથી. તેના હોવાથી જીવને સર્વ સુખ મળે છે. એટલા માટે પરમાત્મા પાસે વારંવાર બુદ્ધિની યાચના કરવી શ્રેષ્ઠ વાત છે.*

*ક્ષત્રિય)* એ બંને આપની અનંત કૃપાથી યથાવત્ (અનુકૂળ) બનો. **श्रियम्** અમને સર્વોત્તમ વિદ્યાદિ લક્ષણયુક્ત મહારાજ્યશ્રી પ્રાપ્ત થાઓ. હે **देवा:** વિદ્વાનો ! દિવ્ય ઈશ્વર-ગુણ, પરમ કૃપા આદિ, ઉત્તમ વિદ્યાદિ લક્ષણયુક્ત શ્રી મારામાં અચળતા (સ્થિરતા)થી ધારણ કરાવો. હું તેને અત્યંત પ્રીતિથી સ્વીકાર કરું અને એ શ્રીનો વિદ્યાદિ સદ્‌ગુણ અથવા સર્વ સંસારનાં હિત માટે તથા રાજ્ય આદિની વ્યવસ્થા માટે વ્યય કરું.

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्याणां**

**श्रीयुतविरजानन्दसरस्वतीस्वामिनां महाविदुषां शिष्येण**

**दयानन्दसरस्वतीस्वामिना विरचित**

**आर्याभिविनये द्वितीय:**

**प्रकाश: सम्पूर्ण: ।।**

**समाप्तश्चाऽयङ्ग्रन्थ: ॥**

•••

# ઈશ્વરનું અસ્તિત્વ અને તેની ઉપાસના

**પ્રશ્ન** : આપ 'ઈશ્વર-ઈશ્વર' કહો છો, પરંતુ તેની સિદ્ધિ એટલે કે તેનું અસ્તિત્વ છે, એ કેવી રીતે સાબિત કરો છો?

**ઉત્તર** : પ્રત્યક્ષ વગેરે તમામ પ્રમાણોથી.

**પ્રશ્ન** : ઈશ્વરમાં પ્રત્યક્ષ પ્રમાણ ક્યારેય લાગુ પડી શકતું નથી.

**ઉત્તર** : इन्द्रियार्थसन्निकर्षोत्पन्नं ज्ञानमव्यपदेश्यमव्यभिचारि व्यवसायात्मकं प्रत्यक्षम्। (ન્યાયદર્શન : ૧.૧.૪) આ મહર્ષિ ગૌતમકૃત ન્યાયદર્શનનું સૂત્ર છે. જે શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, પ્રાણ અને મનનો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, સુખ, દુ:ખ, સત્ય-અસત્ય વિષયોની સાથે સંબંધ થવાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેને 'પ્રત્યક્ષ' કહે છે. પરંતુ તે જ્ઞાન નિર્ભ્રમ હોવું જોઈએ.

હવે વિચારવું જોઈએ કે ઇન્દ્રિયો અને મનથી 'ગુણો'નું પ્રત્યક્ષ થાય છે, 'ગુણી'નું નહિ. જેમ ત્વચા વગેરે ચારેય ઇન્દ્રિયોથી સ્પર્શ, રૂપ, રસ, ગંધનું જ્ઞાન થવાથી, પૃથ્વી કે જે 'ગુણી' છે તેનું આત્માયુક્ત મન દ્વારા પ્રત્યક્ષ કરવામાં આવે છે, તેમ આ પ્રત્યક્ષ સૃષ્ટિમાં રચના-વિશેષ આદિ (કર્મ અને) જ્ઞાનાદિ ગુણોનું પ્રત્યક્ષ થવાથી પરમેશ્વરનું પણ પ્રત્યક્ષ થાય છે.

જ્યારે આત્મા મનને અને મન ઇન્દ્રિયોને કોઈ વિષયમાં પ્રેરિત કરે છે તે સમયે અથવા ચોરી વગેરે દુષ્ટ કે પરોપકાર વગેરે સત્કર્મ કરવાનો જે ક્ષણે આરંભ કરે છે તે સમયે જીવનાં ઇચ્છા, જ્ઞાન વગેરે તે ઇચ્છિત વિષયમાં ઝૂકી

જાય છે, પરોવાઈ જાય છે. પરંતુ તે જ સમયે આત્માની અંદરથી દુષ્ટ કર્મ કરવામાં જે ભય, શંકા અને લજ્જા, તેમ જ સત્કર્મ કરવામાં જે અભય, નિઃશંકતા અને આનંદ-ઉલ્લાસ ઊઠે છે, એ જીવાત્મા તરફથી નહિ, પરંતુ પરમાત્મા તરફથી હોય છે.

જ્યારે શુદ્ધાત્મા એટલે કે શુદ્ધ અંતઃકરણ ધરાવતો યોગી સમાધિસ્થ થઈને આત્મા અને પરમાત્માનો વિચાર કરવામાં તત્પર થાય છે, ત્યારે તેને એ જ સમયે બંને (૧. ઈશ્વરના 'ગુણ' અને ૨. 'ગુણી' ઈશ્વર; અથવા ૧. આત્મા અને ૨. પરમાત્મા) પ્રત્યક્ષ થાય છે. જ્યારે પરમેશ્વરનું પ્રત્યક્ષ થાય છે, તો પછી અનુમાન વગેરે પ્રમાણોથી પરમેશ્વરનું જ્ઞાન થવામાં શો સંદેહ છે? કારણ કે કાર્યને જોઈને કારણનું અનુમાન થાય છે.

જુઓ ! (પરમેશ્વરે) શરીરમાં કેવા પ્રકારની જ્ઞાનપૂર્વક સૃષ્ટિ રચી છે, કે જેને જોઈને વિદ્વાન લોકો આશ્ચર્ય પામે છે. અંદર હાડકાનાં સાંધા, નાડીઓનાં બંધન, માંસનું લેપન, ચામડીનું ઢાંકણ, બરોળ, યકૃત, ફેફસું, પંખાકળાનું સ્થાપન, રૂધિરશોધન, પ્રચાલન, વિદ્યુતનું સ્થાપન, જીવનું સંયોજન, શિરોરૂપ મૂળની રચના, લોમ-નખ વગેરેનું સ્થાપન, આંખની અત્યંત સૂક્ષ્મ શીરાનું તાર જેવું ગ્રંથન, ઇન્દ્રિયોના માર્ગોનું પ્રકાશન, જીવની જાગૃત-સ્વપ્ર-સુષુપ્તિ અવસ્થાઓને ભોગવવા માટેના સ્થાન-વિશેષોનું નિર્માણ, સર્વ ધાતુઓનું વિભાગીકરણ અને કળા-કૌશલ-સ્થાપન વગેરે અદ્‌ભુત સૃષ્ટિને પરમેશ્વર વિના કોણ રચી શકે છે?

એ ઉપરાંત, વિવિધ પ્રકારના રત્નો અને ધાતુઓથી જડિત ભૂમિ, વિવિધ પ્રકારનાં વટ-વૃક્ષ વગેરેનાં બીજોમાં અત્યંત સૂક્ષ્મ રચના, અસંખ્ય લીલા- સફેદ-પીળા-કાળા-ચિત્ર-મધ્ય રૂપો ધરાવતાં પત્ર, પુષ્પ, ફળ અને મૂળનું નિર્માણ; મિષ્ટ-ક્ષાર-કટુક-કષાય-તિક્ત-અમ્લ વગેરે વિવિધ રસ; સુગંધ વગેરે ધરાવતાં

પત્ર-પુષ્પ-ફળ-અન્ન-કંદ-મૂળ વગેરેની રચના; અનેક અનેક કરોડો ભૂગોળ, સૂર્ય, ચંદ્ર વગેરે લોકોનું નિર્માણ, ધારણ અને ભ્રમણ, તથા તે સર્વને નિયમોમાં રાખવાં વગેરે વ્યવસ્થા પરમેશ્વર વિના કોઈ પણ કરી શકતું નથી.

જ્યારે કોઈ વ્યક્તિ કોઈ પણ પદાર્થને જુએ છે, ત્યારે તેને બે પ્રકારનું જ્ઞાન થાય છે : એક જેવો તે પદાર્થ હોય છે એનું જ્ઞાન, અને બીજું એ પદાર્થની રચના જોઈને તેના બનાવનારનું એટલે કે કર્તાનું જ્ઞાન. દા.ત. કોઈ વ્યક્તિને જંગલમાં એક સુંદર આભૂષણ મળે છે. એ આભૂષણને જોવાથી તેને જ્ઞાન થાય છે કે એ સોનાનું છે, અને સાથે સાથે તેને એ પણ જ્ઞાન થાય છે કે એ કોઈ બુદ્ધિમાન કારીગરે બનાવ્યું છે. આ જ રીતે આ અનેક પ્રકારની સૃષ્ટિમાં જોવા મળતી વિવિધ રચનાઓ તેના સર્જનહાર પરમેશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરે છે.

જ્યારે ઉપાસના કરવાની ઇચ્છા થાય ત્યારે કોઈ એકાંત શુદ્ધ દેશ (સ્થાન)માં જઈને, આસન લગાવી, પ્રાણાયામ કરી, ઇન્દ્રિયોને બાહ્ય વિષયોમાંથી રોકી, મનને નાભિ, હૃદય, કંઠ, નેત્ર, શિખા કે પીઠના મધ્ય હાડમાં કોઈ એક સ્થાન પર સ્થિર કરી, પોતાના આત્માનું અને પરમાત્માનું વિવેચન કરીને, પરમાત્મામાં મગ્ન થઈને 'સંયમી' થવું. જ્યારે કોઈ પણ મનુષ્ય આ સાધનો કરે છે, ત્યારે તેનો આત્મા અને અંત:કરણ પવિત્ર થઈને સત્યથી પૂર્ણ થઈ જાય છે. નિત્યપ્રતિ આ મુજબ ઉપાસના યોગનો અભ્યાસ કરવાથી મનુષ્ય પોતાનું જ્ઞાન-વિજ્ઞાન વધારતો-વધારતો મુક્તિ પર્યંત પહોંચી જાય છે. જે મનુષ્ય આઠ પ્રહરમાં એક ઘડીભર (અર્થાત્ દરરોજ ચોવીસ મિનિટ કે અડધો કલાક જેટલો સમય) પણ આ પ્રકારે ધ્યાન કરે છે, તે સદા ઉન્નતિને પ્રાપ્ત થતો જાય છે.

(મહર્ષિ દયાનંદ રચિત સત્યાર્થપ્રકાશના ૭ અને ૮મા સમુલ્લાસમાંથી ઉદ્‌ધૃત)

• • •

# વેદોક્ત ઈશ્વર

- સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે, તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

  *- આર્યસમાજનો પ્રથમ નિયમ*

- ઈશ્વર સચ્ચિદાનંદસ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે. તેની જ ઉપાસના કરવી યોગ્ય છે.

  *- આર્યસમાજનો બીજો નિયમ*

- 'ઈશ્વર' કે જેનાં બ્રહ્મ, પરમાત્મા વગેરે નામ છે; જે સચ્ચિદાનંદ વગેરે લક્ષણયુક્ત છે; જેનાં ગુણ-કર્મ-સ્વભાવ પવિત્ર છે; જે સર્વજ્ઞ, નિરાકાર, સર્વવ્યાપક, અજન્મા, અનંત, સર્વશક્તિમાન, દયાળુ, ન્યાયકારી, સર્વ સૃષ્ટિનો કર્તા-ધર્તા-હર્તા અને સર્વ જીવોને કર્મ અનુસાર સત્ય ન્યાયથી ફળ આપનાર વગેરે લક્ષણયુક્ત છે, તેને જ 'પરમેશ્વર' માનું છું.

  *- સત્યાર્થપ્રકાશ, સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ*